

# આર્યજીવનરક્ષક

# ઔષધનિધિ




લખનાર તથા છપાવી પ્રસિદ્ધ કરનાર

**વૈદ્ય જીવનરામ માણેકરામ ઓઝા**

આર્યજીવનરક્ષક ઔષધાલય

**અંબાજીરોડ—સુરત.**




**કીંમત એક રૂપીઓ.**





# આર્યજીવનરક્ષક

# ઔષધનિધિ.

રોગ ઉત્પન્ન થવાના કારણો તથા તેની
પરિક્ષા અને નિદાન તથા તેને લાગુ
પડતા અનુભવસિધ્ધ ઔષધો


લખનાર તથા છપાવી પ્રસિદ્ધ કરનાર

**વૈદ્ય જીવનરામ્ માણેકરામ ઓઝા**

આર્યજીવનરક્ષક ઔષધાલય
અંબાજીરોડ—સુરત.



આ પુસ્તક સુરત મધ્યે લીમડાચોકમા આવેલા
'દેશી મિત્ર' પ્રેસમા નાથુભાઇ દેવચંદે છાપ્યુ.

સંવત ૧૯૮૧ ઇ સ ૧૯૨૫

કીંમત એક રૂપીઓ.



રા. રા. રાજેન્દ્રરાવ સોમનારાયણ દલાલ
બી. એ.

# અર્પણ પત્રિકા.

રા. રા.

રાજેન્દ્રરાવ સોમનારાયણ દલાલ

બી. એ.

( શાર્દૂલવિક્રીડિત )

આયુર્વેદની ઉન્નતિ નિરખવા, ઇચ્છા ઘણી રાખતા,
ધારી પ્રીતિજ આર્યઔષધિપરે, પ્રીતે ભલુ ભાખતા;
આપો આશ્રય ગુણગ્રાહક બની, હે શ્રેષ્ઠ ગુણી ! સદા,
નિત્યે ઉન્નતિ પામજો, પ્રભુ કને માગું મુખે સર્વદા-૧

દીપાવી કુળ કીર્તિ ઉજ્જ્વળ કરી, સત્કર્મથી શોભતા,
રાખી રુચિ પરાર્થમાં મન વિષે, સદ્ધર્મ ના લોપતા;
પ્રાંતે અર્પણ ગ્રંથ આજ કરતાં, માંગુ પ્રભુ' જેટલુ,
આપો આયુષ, કીર્તિ, દ્રવ્ય જગમાં, રાજેન્દ્રને એટલુ-૨

સ્નેહાધીન,

વૈદ જીવનરામ માણેકરામ

ઓઝા.

# સદ્ગુરૂ સ્તવન.



સત્સંગત સંત રામજી, દાદુ દીન દયાળ,
કૃપાદ્રષ્ટિ મુજપર કરો, જાણીને નીજબાળ-૧
મંગળમય શુભ નામજે, **શ્રી ગુરૂ ગણેશદાસ,**
કૃપા તેમનીથી કર્યો, લખવા ગ્રંથ પ્રયાસ-૨
ગુણ અગણીત ગુરૂ આપમા, ગણતા કેમ ગણાય,
રૂણ આપનુ વાળવા, નથી ગતી મુજમાય-૩
કરી દયા વૈદક તણુ, દીધુ વિદ્યા દાન,
બદલો તેનો વાળવા, નથી મતિ કે ભાન-૪
રહેમ નજર રાખી સદા, ગણતા પુત્ર સમાન,
પરોપકાર કરતા બહુ, દઈને અનુભવ જ્ઞાન-૫
વૈદ અને વેદાંતમા, હતા રત્નરૂપ આપ,
દરદીના દુખ ટાળવા, ધરતા ખંત અમાપ-૬
જ્ઞાન ગહન વેદાંતનુ, દેતા સૌને બોધ,
ટાળી તાપ ત્રિવિધના, મન નવ ધરતા ક્રોધ-૭
સિદ્ધ રસાયન જ્ઞાનથી, કીધુ જગમા નામ,
પરમારથને કારણે, ફરતા ગામો ગામ-૮
અર્પણ શુ કરૂ આપને, નથી ગજુ મુજમાંહ્ય,
પુસ્તક રૂપે આપની, અમર નામના થાય-૯
મળી પ્રસાદી જે મને, આપ કૃપાથી આમ,
અર્પણ તે કરી આપને, વિનવે **જીવનરામ**-૧૦





વૈદ્ય જીવનરામ માણેકરામ ઓઝા.

# પ્રસ્તાવના.

मनसा चिन्तितं कार्यं दैवमन्यच्च चिन्तयेत् ।

સત્પુરૂષોએ સ્વમુખથી વદેલા વચનો કોઇ કાળે મિથ્યા થાયજ નહીં ! માણુસના મનની ઇચ્છાઓ મનમાજ રહી જાય છે, અને પરમાત્માનુ ધાર્યુંજ અવશ્ય થાય છે.

"**ઔષધાબ્ધિ**" લખવાની શરૂઆત કરી ત્યારે સ્વપ્નમા પણ નહોતુ ધાર્યુ કે તે અધુરો રહેશે અને આ "**ઔષધનિધિ**" લખવાની જરૂર પડશે પરતુ ઇશ્વરની પ્રેરણાથીજ પ્રેરાઇને આ સપુર્ણ ગ્રથ વાચક વર્ગની સેવામા અર્પણ કરવાને લખવાની શરૂઆત કરવા માડી એટલામા આધિ, વ્યાધિ અને ઉપાધિરૂપ કેટલીક અણધારેલી અડચણો આવી પડવાથી એ કામ અધુરૂ મુકવુ પડયુ પરતુ પરમાત્માની પુર્ણ કૃપા થવાથી એ આગમાપાયિ વિઘ્નોનો આપોઆપજ વિનાશ થઇ ગયો, અને અગાઉ કરતા પણ વિશેષ ઉલટ અતકરણમા ઉત્પન્ન થઇ, તેમજ મારા શુભેચ્છકો, સન્મિત્રો તથા કદરદાન ગ્રાહકોના અતિશય આગ્રહથી તેમજ મારા પરમસ્નેહિ સુરતના નાગર ગ્રહસ્થ **રા. રા ભાઇ નાનુભાઇ અંબાશંકર દવે**ના ઉદાર દીલની કીમતી મદદથી આજે આ સપુર્ણ ગ્રથ વાચકવર્ગની સન્મુખ રજુ કરવાને શક્તિવાન થયો છુ તેને માટે હુ તે સર્વે ભાઇઓનો ખરા અતકરણથી ઉપકાર માનુ છુ

આ ગ્રથમા રોગ ઉત્પન્ન થવાના કારણો, તથા તેની પરિક્ષા અને તેના પ્રકાર તથા નિદાન તેમજ વ્યાધિને વધતો અટકાવવાના અને તેને શાત કરવાના તેમજ નિર્મુળ કરી રોગ રહિત થવાના સચોટ અને અજમાવીને અનુભવ સિદ્ધ કરેલા ઉપાયો વર્ણવેલા છે જેનો લાભ દરેક વ્યાધિ ગ્રસ્ત મનુષ્યો લેશે અને ફાયદો હાસલ કરશે તો હુ મારો શ્રમ સાર્થક થયલો માનીશ

આપણા હિંદુસ્થાનના વતનીઓમા ઘણેભાગે એવી ખોડ જોવામાં આવે છે કે, જેની જાણમા કોઇપણ જાતનો ખરો ઇલમ, ચમત્કાર કે કોઇપણ રોગનો અકસીર ઇલાજ કે અનુભવસિદ્ધ ઔષધ કે તે બનાવવાની ક્રિયા હોય છે તો તે મરતા સુધી કોઇને પણ બતાવતા કે શીખવતા નથી અને પોતાની વિદ્યા અને ઇલમનો પોતાની સાથેજ નાશ કરે છે આવી કુટેવ આગળથીજ ચાલતી આવેલી હોવાથી આપણી વિદ્યાઓનો ઘણેભાગે લોપ થયો છે અને હજીપણ થતો જાય છે મારા સદ્ગત ગુરૂ માહારાજની કૃપાથી મને પ્રાપ્ત થયલી વિદ્યા તેમજ ચમત્કારી પ્રયોગો અને કેટલાક સત માહાત્માઓની સેવા કરવાથી મળેલા જડીબુટ્ટીના જટલી પ્રયોગો મે મારી પાસે છુપાવી ન રાખતા આ ગ્રથમા છપાવી પ્રસિદ્ધ કરી દીધા છે એટલુજ નહિ પરતુ મારા લાબા વખતના વદક ધધાના અનુભવથી અનુભવસિદ્ધ કરેલા ઇલાજો અને ઔષધો પણ દાખલ કરી જનસમાજ આગળ રજુ કીધા છે જે તદન નિર્ભય જોખમ વગરના, સાદા અને સર્વોપયોગી તેમજ થોડા ખરચમાં ઘણુ કામ કરનારા, સઘળાને સમજણ પડે એવા સહેલા અને દરેક જણથી બની શકે એવા છે જેનો લાભ દરેક જણ અવશ્ય લેશે અથવા કોઇને બતાવશે કે બનાવી આપી રોગ રહીત કરશે તો સ્વાર્થની સાથે પરમાર્થ પણ પ્રાપ્ત થશે અને એવો પરમાર્થ કરવાથી તેનાપર પ્રભુ પ્રસન્ન થઇ જરૂર કલ્યાણ કરશે

વિદ્વાન લેખક, કવિ કે ગ્રથકર્તા તરીકેની ગણત્રીમા ગણાવાને હુ બીલકુલ લાયક નથી છતા પણ મારી અલ્પ બુદ્ધિએ જે કાઇ લખુ છુ તેમાં થયલી ભૂલચુક દરગુજર કરવા વિદ્વાન વર્ગને વિનતી કરૂ છુ

સુરત, ગુરૂપુર્ણિમા ૧૯૮૧ } વૈદ જીવનરામ માણેકરામ ઓઝા.

# અનુક્રમણિકા.

# જીવતાં સુધી રોગ રહિત શી રીતે રહેવાય ?



હરેક મનુષ્ય દુઃખમાથી મુક્ત થવાને અને સુખ મેળવવાને માટે અનેક પ્રયત્નો કરે છે, છતા પણ દુઃખ દુર થતું નથી તેનુ કારણ શું ?

આવો પ્રશ્ન ઘણાકના મનમા અનેકવાર ઉત્પન્ન થયો હશે છતા સાચુ સુખ મેળવવાને માટે ભાગ્યેજ કોઇ પ્રયત્ન કરતુ હશે. સાચા સુખમા રહેલો આનદ અખડ હોય છે અને તે સુખ કોઇ પણ વખતે પરિણામે દુઃખરૂપ થતુ નથી આવુ અખડાનદનુ સુખ મેળવવાને માટે માણસનુ શરીર સાધનભુત હોવાથી તે હમેશા નિરોગી રહેવુ જોઇએ અને તેટલા માટેજ આપણામા એક જુની કહેવત છે કે "પહેલુ સુખ તે જાતે નર્યા" આ જુની અને અમુલ્ય કહેવત હરેક માણસે જરૂર યાદ રાખવા જેવી છે. જેનુ શરીર નિરોગી ન હોય તેને સસારનુ હરેક સુખ નકામુ છે ભલે પાસે પુષ્કળ પૈંસા હોય પણ શરીરસપત્તી સારી ન હોય તો તે પૈસાનો કશો ઉપયોગ થઇ શકે નહીં, જેને અનાજ ઉપર અરૂચી હોય અને પેટમા ચુક ચાલતી હોય તેને અમૃત સમાન સ્વાદિષ્ટ ભોજન પણ શુ કામનુ ? ! જેને

નિશાએ બિલકુલ નિદ્રાજ ન આવતી હોય તેને સુવાસિત પુષ્પોથી સજ્જ કરેલી સુંદર શૈય્યા પણ શું કામની? રક્ત-પિત્તના રોગીને સુંદર વસ્ત્રાભૂષણ ધારણ કરવાની શું ઇચ્છા થાય? જેમ તાવથી તરફડીયા મારનારને સાકરનો સ્વાદ પણ કડવો લાગે તેમ પક્ષાઘાતથી પીડાતા અને પથારીવશ પડેલા માણસથી પરમેશ્વરનું પુજન પણ શી રીતે થઇ શકે? જેમ મુગા મુઝારાથી મરવા પડેલો માણસ ભુધરનું ભજન કિર્તન કરવાને પણ અશકત થાય તેમ સન્નીપાતમા સપડાયલો માણસ મહાદેવના નામની માળા પણ શી રીતે ફેરવે? કદી બનેજ નહી! માટે ધર્મ, અર્થ અને સુખના સાધનરૂપ આયુર્વેદશાસ્ત્ર કે જેમા આયુષ્યને અને વ્યાધીને ફાયદો અને ગેરફાયદો કરનારી ક્રિયાઓનુ વર્ણન, રોગ ઉત્પન્ન થવાના કારણો તથા તેની ચોક્કસ પરિક્ષા તેમજ રોગને શાત કરવાના અને તેને નિર્મુળ કરવાના સચોટ ઉપાયો વર્ણવેલા છે, તે વૈદકવિદ્યા દરેક માણસે જાણવાની જરૂરજ છે

આયુરવેદ વૈદકશાસ્ત્રના બીનઅનુભવીઓને દેશી દવાઓ અને તેના સર્વોત્તમ ગ્રથોને દેખતાજ ઉલટીની ઉબક આવે છે, તેનુ કારણ તેઓની રગેરગમા રમી રહેલા વિલાયતી વાયુનો એક ખાસ રોગ છે તે રોગ જ્યા સુધી આયુરવેદ વદકશાસ્ત્રના અમુલ્ય ગ્રથોનો અને તેને આધારે તૈયાર કરેલી માત્રાઓનો, તેઓ ઉપયોગ કરી અનુભવ મેળવશે નહી ત્યા સુધી કોઇકાળે મટવાનોજ નથી

આયુરવેદ વૈદકશાસ્ત્રમા વર્ણવેલા યમનિયમો પાળવાથી અને તે પ્રમાણે વર્તવાથી દરેક મનુષ્ય જીદગી સુધી નિરોગી રહી શકે છે તે નિયમો ટુકમા નીચે વર્ણવેલા છે

દરેક મનુષ્યની બાલ્યાવસ્થાનો વખત તે તેના વિદ્યાભ્યાસનો અને બ્રહ્મચર્ય પાળવાનો વખત છે બ્રહ્મચર્ય પાળવાનો જે સમય તે સમયમા ગુરૂદ્વારાએ વિદ્યાભ્યાસ કરી શકાય છે અને શરીરના દરેક અવયવો જેટલા મજબુત કરવા હોય તે કસરતદ્વારાએ મજબુત કરી ખીલવી શકાય છે જેમ ઝાડને જમીનમાથી યોગ્ય રસનુ પોષણ મળવાથી તે ઝાડના દરેક અગો પરિપક્વ અને પ્રફુલ્લિત બની તે લાબા કાળસુધી સજીવન રહી તેનાપર મધુર અને સ્વાદિષ્ટ ફળ ઉત્પન્ન થાય છે, તેમ બ્રહ્મચર્યથી પણ શરીરનો બાધો મજબુત બની તેનાથી જે મેળવવાના સાધનો ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ તે મેળવી શકાય છે, ત્યારે બ્રહ્મચર્યનો પ્રતાપ કેટલો અને કેવો મહાત્મવાળો છે તે સહેલી રીતે સમજી શકાય છે હાલની પ્રજાઓના શરીર દુર્બળ અને નિસ્તેજ બની ગએલા છે તેનુ કારણ તપાસી જોશો તો માલમ પડશે કે એ આપણીજ ભૂલનુ પરીણામ છે બાલ્યાવસ્થાનો જે સમય વિદ્યાભ્યાસ અને શરીરસપત્તી વધારવાનો છે તે વખતમાજ આપણે તેનુ સત્યાનાશ વાળી નાખીએ છીએ. પ્રથમથીજ જે મકાનનો પાયો મજબુત બન્યો હોય તે મકાન ગમે એટલુ ઉચુ લઈ જવા છતા બેસી જતુ નથી, પરતુ જેનો પાયો નબળો હોય તેમા અનેક તરેહનુ કામ અને

અને અડચણો નિકળ્યાજ કરે છે અને છેવટે અકસ્માત રીતે ટુંક મુદતમા જમીનદોસ્ત થઇ જાય છે તેવીજ રીતે બચપણમાથીજ પુખ્ત ઉમર અને ખરેખરી યુવાવસ્થા પ્રાપ્ત થતા સુધી અખંડ બ્રહ્મચર્ય પાળી કસરતથી શરીરને કસ્યુ હોય તો બળ બુદ્ધિ અને વિર્ય ખીલીને આગળ જતા શરીરમા કોઇપણ જાતનો સડો ન લાગતા પરાક્રમી, બુદ્ધીશાળી અને તેજસ્વી પ્રજા ઉત્પન્ન કરવાને તે લાયક થાય એમા શું આશ્ચર્ય ? ! પચીસ વર્ષની ઉમર સુધી બ્રહ્મચર્ય પાળી પછી ગૃહસ્થાશ્રમ શરૂ કરવો એવો ધર્મશાસ્ત્ર અને વઇક શાસ્ત્ર બંનેનો મત છે, છતા તેને ન ગણુકારતા ઘણે ભાગે કાચી ઉમરમાં ખરાબ સંગતથી કે અતિશય વિષયાંધ બની જઇ વિર્યનો વ્યય કરી હીનવિર્યવાન બની જાય છે અને જ્યારે ખરી જુવાનીનો સમય આવે છે તથા સંસારના દરેક સુખ ભોગવવાનો વખત આવે છે ત્યારે પાસે પુંજી ન હોવાથી દેવાળુ કાઢવુ પડે છે ! આવી રીતે શરીરનો મૂળપાયો મજબુત ન હોવાથી પછી તેમા વાત, પીત્ત અને કફ આદી દોષો દુષિત થઇ અનેક જાતના તોફાનો કર્યા કરે છે તેથી નાના પ્રકારના રોગના ભોગ થઇને દુઃખમય દીવસો કાઢવા પડે છે, અને આગળની થયલી ભૂલોના ફળ ભોગવ્યા શિવાય તેમનો છુટકો થતો નથી ! એક તરફથી શરીર દીનપરદીન પાયમાલ થાય છે અને બીજી તરફથી પાછો તે ભુલનો જેમ દંડ ભોગવવો પડતો હોય તેમ ડાકટરોની દવાઓના બાટલા પીને સામા તેમને દંડની રકમોની રકમો ભરવી પડે છે, છતા તેનો છેડો કયા આવે છે ? આવી

રીતના અશક્ત શરીરવાળા જુવાનીયાઓ સમયનો વાંક કાઢે છે પણ એમ સમજતા નથી કે એ દોષ આપણો પોતાનોજ છે! મિથ્યા આહાર અને વિહાર કરવાથી દોષનો પ્રકોપ થાય એમા સમય શુ કરે ? ! સોળ સત્તર વર્ષની ઉંમરમાજ પોતે બે છોકરાનો બાપ થઇ બેસે તો પછી તે અને તેનાથી ઉત્પન્ન થયલી પ્રજામા શુ શુરાતન અને બુદ્ધિશાળીપણુ હોય ? અને આગળ જતા આખી જીંદગી શું સૂખમય કાઢે ? આવી હિનવિર્યવાળી પ્રજાના શરીરમા હરરોજ કોઇપણ જાતના દરદની ફરીયાદ હોવીજ જોઇએ ! અને તે આ સમયમા આપણે પ્રત્યક્ષ જોઇએજ છીએ !

આયુષ્યની દોરી ગમે એટલી લાબી હોવા છતા તેમા ઉપરાચાપરી અનેક જાતના દરદોરૂપી હુમલાઓ આવ્યા કરે તો પછી તે દોરીને તુટતા શી વાર લાગે ? કદાચ ન તુટે તો પણ પથારીવશ પડી પીલાયા તો કરેજ ! આવી માયકાગલા જેવી પ્રજામા આત્મબળ પણ ક્યાથી હોય કે તે બીજા કોઇનું પણ કલ્યાણ કરે ? !

આપણા પુર્વજોના પરાક્રમો અને શુરાતનપણુ સાભળી પસ્તાવો કરી આપણે કહીએ છીએ કે તે લોકો કેવા બુદ્ધિ શાળી અને બળવાન હતા, અને તેમાનુ આપણામાં કાંઇજ નથી ! તેનું કારણ શું ? ! તેનુ કારણ એજ કે આપણે તેઓને પગલે ચાલ્યા નથી અને મદાંધ બની વિષયાસક્તિમા આયુષ્ય ગાળીએ છીએ ત્યારે તેનુ ફળ નબળુ આવે એમા શું નવાઇ ? ! આગળના ઘરડાઓ જ્યારે પંદર કે વીસ

માઇલની મુસાફરી પગે ચાલીને કરતા હતા તોપણ થાકી જતા નહી ત્યારે આપણે ફક્ત ચાર ડગલા ચાલવુ હોય તો હાફ ચઢી જાય છે ! તેઓ કસરતથી તેમજ નિતિ નિયમને અનુસરતુ વર્તન રાખી જેટલો ખોરાક પાચન કરી શકતા હતા તેનો સોળમો ભાગ પણ આજે તમે પચાવી શકતા નથી તેનુ કારણ શુ ? ! કયા તેઓના પ્રબળ જઠરાગ્નિ અને તમારા કોડીયા જેવડા કોઠામાંના મહાગ્નિ ! અનિયમીત રીતે અને વગર વિચારે જરૂર ન છતા ગમે તેવા પદાર્થ ખાવાવાળાના જઠરાગ્નિ કયાથી પ્રદિપ્ત હોય ? ! અને જઠરાગ્નિ પ્રદિપ્ત ન હોય તો પછી ખોરાક પાચન થઇ જે જઠરરસ ઉત્પન્ન થવો જોઇએ તે કયાથી ઉત્પન્ન થાય ? ! પછી શરીરમા લોહી વધવાની અને ત્યારપછી અનુક્રમે એક પછી એક ધાતુઓને પોષણ મળવાની ક્રિયા થઇ તેની વૃદ્ધિ કયાથી થાય ? ! ધાતુઓની વૃધ્ધિ થવાને બદલે જ્યારે ધાતુઓ ક્ષિણ થવાના રસ્તા લેવાય ત્યારે પછી વિર્ય વધવાની તો આશાજ શી રાખવી ? !

રોગ થયા પછી તે મટાડવાના પછાડા મારવા તેના કરતા રોગ થતો અટકાવવાની કાળજી રાખવી એ વધારે અગત્યનુ છે જે વધારે અગત્યનુ છે તેની તરફ વધારે બેદરકારી વાપરવામા આવે અને અનિતિને અવળે માર્ગે ચાલ્યા જવાય તો પછી પાછળથી પસ્તાવુ પડે એમા શુ નવાઇ ? ! ઇન્દ્રિઓને અતિશય લાડ લડાવવાથી તે પછી કાબુમા રહી શકતી નથી દરેક જાતના ભોગ રોગનુ

મૂળ છે અને હદ ઉપરાંત કોઇપણ ભોગ ભોગવવાથી પરિણામે રોગ રહિત શીરીતે રહેવાય ? કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર એ છએને શરીરના દુશ્મન ગણેલા છે, એ શરીરની જુદી જુદી ઇંદ્રિઓ અને અવયવો ઉપર અસર કરીને તેને તે તરફ દોરવી લઇ જાય છે અને તેમા એવા તો લુબ્ધ કરી મુકે છે કે સારાસારનો વિવેક વિચાર રહેતોજ નથી અને તેની હદ ઓળગાવી હદ બહાર લઇ જાય છે કે તરત વાત, પીત્તાદિ દોષો કુપિત થઇ શરીરના જુદા જુદા અવયવો ઉપર દોડી જાય છે અને તેનાથી હરકોઇ વ્યાધિ ઉત્પન્ન થાય છે તેમા સૌથી બળવાન વાત પ્રકોપનો વ્યાધિજ જોવામા આવે છે, પણ જો આગળ-થીજ ચેતીને નિયમીત આહાર વિહાર આદિની હદ રાખી હોય અને શરીરને કસરતથી કસીને મજબૂત કીધુ હોય તો શરીરના આ છએ દુશ્મનોનુ જોર ફાવી શકતુ નથી અને વાત પિત્તાદિ દોષો પણ દુષિત થઇને શરીરમા પ્રકોપ કરી વ્યાધિ ઉત્પન્ન કરી શકતા નથી કોઇપણ જાતની વાસનાનુ મનમા હમેશા ચીંતવન ન રાખતા જ્ઞાનરૂપી અકૂશ તેનાપર રાખી શુભાશુભ ફળનો વિચાર કરી તે વાસનાનો મનમાથી ત્યાગ કરવો અને સદ્વર્તનથી શુભ આચરણો આચરીને જેમ બને તેમ મન અને તનને મિથ્યા ઉપાધિઓમાં અથડાતુ અટકાવવુ જોઇએ યુવાવસ્થામા મનની વૃત્તિ ઘણી ચચળ બની જાય છે અને તે દીવાની જ્યોતની માફક સ્થિર રહી શકતુ નથી, તેવા વખતમા સદ્દવિચાર અને સત્સગની ઘણી જરૂર છે. સત્સગથી જ્ઞાન ઉત્પન્ન થાય છે અને જ્ઞાનથી

મોક્ષગતિને પમાય છે જેના વડે કરીને ચારે પદાર્થો સિદ્ધ થાય એવુ સર્વોત્તમ માણસનુ જે શરીર તેનુ સરક્ષણ કરવાની કાળજી ન રાખતા તેનો અયોગ્ય રીતે ક્ષય કરી નાખનાર મનુષ્ય શી રીતે સુખમય જીદગી ભોગવી શકે?! માટે શરીરનો મુળ પાયો જે બ્રહ્મચર્ય તે દરેક મનુષ્યે પુર્ણપણે પાળીને પ્રથમ શરીરનો બાંધો મજબૂત કરવો જોઇએ, કે જેથી યુવાવસ્થામા બળબુદ્ધિ વધવાથી પુરૂષાર્થ સિદ્ધ થાય છે અને પરોપકાર કરવા ઉપર વૃત્તિ થાય જેથી શુભકર્મો કરવા ઉપરજ મન દોડે. સુભકર્મો કરવાથી પુન્ય હાસલ થાય અને પુન્યનુ જે ફળ સુખ તે આપોઆપ પ્રાપ્ત થાય તેમજ પૂર્ણ સસ્કાર પામી ઘટ્ટ થયલા શુદ્ધ વિર્યથી સસારના માયિક સુખો પણ સારી રીતે ભોગવાય એટલુજ નહીં પરતુ જીવતાસુધી રોગરહિત શરીર રહે અને નિરોગી જીવન ભોગવાય



# શરીરનું બંધારણ.

અખિલ બ્રહ્માંડને વિષે વ્યાપી રહેલા પરમાત્મા કે જે આખી સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને લયના કરનાર છે અને જેની ગહનગતિ અને અકળિતલીલાનો પાર બ્રહ્માદિ દેવો પણ પામી શક્યા નથી તો તેની ઉત્પન્ન કરેલી કૃતિઓમા ફેરફાર કરવાનુ સામર્થ મનુષ્યમા તો ક્યાથીજ હોય ? છતા અમુક કાર્ય આમજ થવુ જોઇએ અને મારા ધાર્યા પ્રમાણેજ થાય એવી અહંભાવના રાખનાર કેવળ મૂર્ખજ મનાય એમા શુ નવાઇ ?

મનુષ્ય માત્ર અપુર્ણ અને ભૂલને પાત્ર છે છતા કોઇપણ વસ્તુનુ ભૂલચુક વગર યથાર્થ વર્ણન કરવાનો કોઇપણ દાવો કરે તો તે ખોટુ અભિમાનજ કહેવાય

શરીરની રચનાનો વિષય અતિગહન છે અને તેનુ વિસ્તારપૂર્વક વર્ણન આયુર્વેદ વદકશાસ્ત્રમા આપણા પ્રાચિન રૂષિ મુનિઓએ અનેક ગ્રથોદ્વારા કરી આપણા ઉપર મહાન ઉપકારો કરેલા છે, ધર્મશાસ્ત્ર અને વદકશાસ્ત્રને નિકટનો સબધ હોવાથી ધર્મશાસ્ત્રમા કહેલા યમનિયમો પાળવાથી ધર્મ પણ સચવાય છે અને શરીર પણ તદુરસ્ત રહે છે તેમજ વૈદકશાસ્ત્રમા વર્ણવેલા યમનિયમો પાળવાથી ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચારે પદાર્થો સિદ્ધ થાય છે

શરીરની રચનાનુ વિસ્તાર પૂર્વક વર્ણન આ ગ્રથમા ન આપતા માત્ર ખાસ જાણવા જેટલુજ ટુકમા નીચે પ્રમાણે લખેલુ છે

# શરીર શાનું બનેલું છે ?

સ્રીના શુદ્ધ રજ અને પુરૂષના શુદ્ધ વિર્યના સયોગથી ગર્ભ ઉત્પન્ન થાય છે તે ગર્ભને નિયમીત રીતે યોગ્ય પોષણ મળતા તે દીનપરદીન વૃદ્ધિ પામે છે જેવી રીતે આબાના ઝાડ ઉપર પ્રથમ મોર આવી તેના પર ફળ લાગે છે અને તેને યોગ્ય રસનુ પોષણ મળવાથી દીનપરદીન તે વધારે મ્હોટું થઈ તેના સર્વ અગો સ્પષ્ટપણે ખિલતા જાય છે, તેમજ ગર્ભમા પણ બાળકના સર્વ અવયવો જેમ જેમ તેનો સમય આવે છે તેમ તેમ વૃદ્ધિ પામતા જાય છે અને પુરા માસ થએ ઇશ્વરઇચ્છા અને પૂર્વના પ્રારબ્ધકર્મને અનુસારે પ્રજા ઉત્પન્ન થાય છે તેમા ફેરફાર કરવાની ઇશ્વર શિવાય કોઇનામા તાકાત નથી ફક્ત વૈદકશાસ્રમા વર્ણવેલા યમનિયમો પાળવાથી જે પ્રજા ઉત્પન્ન થાય છે તે નિરોગી, બુદ્ધિશાળી, તેજસ્વી અને પરાક્રમી નિવડે છે

શરીરમા સાત કળા અને સાત આશય એટલે શરીરમાના દરેક અવયવોને પોષણ આપી તેને નિયમિત રીતે ચલાવનાર યત્રની જગ્યા હોય છે રસ એટલે કફ, લોહી, માસ, મેદ—ચરબી, અને અસ્થિ એટલે હાડકા મજ્જા એટલે માસપેશી અને શુક્ર એટલે વિર્ય એ સાત ધાતુઓ રહેલી છે અને એ સાતે ધાતુઓનો સાત જાતનો જુદો જુદો મળ હોય છે અને તે કુદરતીરીતે બહાર નીકળી જાય છે. એ સાત ધાતુઓની પાસે રહેનારી સાત ઉપધાતુઓ હોય છે. શરીરપર સાત ચામડીઓ છે અને તે સાતેના

નામ જુદા જુદા છે તેમા વાયુ, પીત્ત અને કફ એ ત્રણુ દોષો રહેલા છે તેમા જે દોષનો પ્રકોપ થાય છે તેની પીડા શરીરમા ઉત્પન્ન થાય છે શરીરમા નવસો નસોનુ દોરડીઓની માફક બધારણુ છે, અને બસોથી પણુ વધારે સાધાઓ આવેલા છે શરીરને ટેકારૂપ મજબુત ત્રણુસો હાડકા આવેલા છે અને મોટી નસોની સાથે અસખ્ય જીણી જીણી આડી અવળી બારીક નસો સધાયલી છે જેનો સબધ રૂવાટાઓની સાથે લાગેલો હોય છે. અને મોટી નાડીઓ કે જેને ધમની કહે છે તે ચોવીસની સખ્યામા છે તે દરેક જુદુ જુદુ કામ કરે છે તે ઉપરથી તેના જુદા જુદા નામો આપવામા આવ્યા છે પણુ તે સર્વેનુ મૂળ એકજ છે પુરૂષોના શરીરમા માસપેશીની સખ્યા પાચસોની હોય છે પણુ સ્ત્રીઓના શરીરમા વીસ વધારે હોય છે દરેકના શરીરમા સૌથી મોટી નસો કે જેને કડરા કહે છે તે સોળ હોય છે તે દરેકના હાથ અને પગમા બબે હોય છે અને ગરદનમા ચાર હોય છે તેમજ વાસામા પણુ ચાર ચાર હોય છે અને તે સોળેનુ મુળ એકજ હોય છે દરેક પુરૂષના શરીરમા દશ છિદ્રો છે અને સ્રીઓને બે સ્તનના અને એક ગર્ભસ્થાનનુ મળી તેર હોય છે. આવી રીતની રચના શરીરમા ઇશ્વરે રચેલી હોય છે અને તેનું વિસ્તારપૂર્વક વર્ણન આપણા ઋષિમુનિઓએ અનેક ગ્રંથોમા વર્ણવેલુ છે માટે અહીં ફક્ત જાણુવા જેટલુજ ટુકમા લખેલુ છે



# ખાસ સુચના.



આ ગ્રંથમા લખેલી દરેક દવાઓ તથા તેના અનુપાનો ર્દીને આપતી વખતે તેની ઉંમર પ્રકૃતિ તથા તેના બળનો વિચાર કરી દવાનુ વજન થોડા પ્રમાણમા આપવુ, પુખ્ત ઉમરના અને બળવાન માણસને એમા લખેલુ પુરેપુરૂ વજન આપવુ અને તેનાથી નાની ઉમરનાને તેની ઉમરના પ્રમાણમા ઓછુ વજન આપવુ તેમજ નાના બાળકોને, ઘરડા માણસોને તેમજ સગર્ભા સ્ત્રીઓને ઘણુજ ઓછુ વજન તેનાથી સહન થઇ શકે એવા પ્રમાણમા આપવુ એ ખાસ ધ્યાનમા રાખવા જેવી બાબતછે



# શરીરમાં રોગ ઉત્પન્ન થવાનું કારણ શું ?

હરેક માણસે એટલુ તો જરૂર યાદ રાખવાની જરૂરજ છે કે આપણે જીવવાને માટે ફકત શરીરને પોષણ મળે એટલોજ અને માફક આવે એવોજ ખોરાક ખાવો જોઇએ પરતુ ખાવાને માટેજ આપણે જનમ્યા છીએ એમ ધારી વગર વિચારે પ્રકૃતિને માફક ન આવે એવા અવગુણકર્ત્તા પદાર્થોનુ હમેશા સેવન રાખવાથી વાયુ, પીત્ત અને કફ એ ત્રણ દોષમાના હરકોઇ દોષનો પ્રકોપ થઇ શરીરમા વ્યાધી ઉત્પન્ન થાય છે, તેમજ પ્રકૃતિને માફક ન આવે એવા અવગુણકર્ત્તા વિહારાદિક મિથ્યા કાર્ય કરવાથી પણ શરીર રોગનો ભોગ થઇ પડે છે

## તાવ એટલે શું ?!

શરીરમા જે દોષનો પ્રકોપ વધારે હોય તે દોષ આમાશયમા જઈ કોઠાની ખરી ગરમીને બાહાર કાઢી નાખી રસ અને રકતને દુષિત કરી શરીરને ગરમ કરે છે તેને તાવ કહે છે. તાવની સખ્યા વૈદકશાસ્ત્રકારોએ આઠ પ્રકારની વર્ણવેલી છે અને તે નીચે પ્રમાણે છે—

૧—વાતજવર–વાયુ અને સરદીથી ઉત્પન્ન થયલો તાવ

(૨) પીત્તજવર–પીત્ત અને ગરમીથી ઉત્પન્ન થયલો તાવ

(૩) કફજવર–રસ અને બલગમ વધવાથી ઉત્પન્ન થયલો તાવ એ પ્રમાણે બબ્બે દોષોનો સાથે પ્રકોપ થવાથી એટલે

વાયુ અને પીત્ત એ બન્નેનો સાથે પ્રકોપ થવાથી વાત પીત્તજવર, વાયુ અને કફનો સાથે પ્રકોપ થવાથી વાત કફજવર તેમજ પીત્ત અને કફનો સાથે પ્રકોપ થવાથી પીત્ત કફજવર ઉત્પન્ન થાય છે અને ત્રણે દોષનો સાથે પ્રકોપ થયો હોય તો ત્રિદોષ (સન્નિપાત) નો તાવ લાગુ પડે છે

દરેક જાતના તાવવાળા દર્દીને પ્રથમ કોઇપણ જાતનો ખોરાક ન આપતા લાઘણ કરાવવી જોઇએ જેથી દોષનુ પાચન થઇ તાવ જલ્દીથી જતો રહે છે

## વાતજવર—વાયુનો તાવ કેમ પરખાય ?

વાયુ અને સરદીથી ઉત્પન્ન થયલા તાવવાળા દરદીને પ્રથમ સખત ટાઢ ભરાઇને ધ્રુજારી આવે, અને શરીરના રૂવાટા ઉભા થઇ જાય છે અને પાછળથી શરીર ગરમ થઈ ટાઢ સમાઇ જાય છે, દરદીનુ મોઢુ સુકાઇ જાય છે, ઉંઘ બીલકુલ આવતી નથી અને શરીરના દરેક સાધાંમોમા દુખાવો અને કળતર થાય છે માથામા અતિશય વેદના થાય છે અને છાતીમા ઘભરામણ થાય છે, ઝાડો કબજ થઇ જાય છે, પેટમા દુખાવો થાય છે અગર પેટ ચઢેલુ રહે છે, ઉપરાચાપરી બગાસા આવે છે આવા ચિન્હો જે તાવમા થાય તેને વાયુ અને સરદીનો તાવ જાણવો

## વાયુના તાવવાળાને શું ઔષધ આપવું ?

૧—તુળસીના પાત્રાનો રસ એક રૂપીયાભાર, ફુદનાના પાત્રાનો રસ એક રૂપીયાભાર, આદાનો રસ એક રૂપીયાભાર

લઇ ત્રણેને ભેગા કરી તેમા કડુ, કોલમ અને કાળામરી અકેક વાલ બારીક વાટી ઉપલા રસમા મેળવીને તેના ત્રણ ભાગ કરવા. મોટી ઉમરના માણસને ત્રણ ત્રણ કલાકે અકેક ભાગ આપવાથી વાયુ સરદીથી ઉત્પન્ન થયલો વિષમ-જ્વર જલ્દીથી જરૂર જતો રહે છે.

જ્યાસુધી તાવ જાય નહીં ત્યાસુધી દરદીને અનાજ બીલકુલ આપવુ નહીં, ફકત ગરમ દુધ અને ચા ઉપરજ રાખવો

૨–**વિષમજ્વરહિ ગુટિકા**—કોલમ, કરીયાતુ, કાળી જીરી, કાચકા, કાળા મરી, કડુ, સુઠ અને પીપર એ દરેક ચીજ અકેક તોલો અને એળીયો ત્રણ તોલા લઇ ખાડી બારીક વસ્ત્રગાળ ચૂર્ણ કરી તેને કાચકીના પાંદાના રસમા એક દીવસ ઘુટી વટાણા પ્રમાણે ગોળી વાળવી દરરોજ મોટી ઉમરના માણસને ચારચાર કલાકે ત્રણ ત્રણ ગોળી ગરમ પાણી સાથે આપવાથી વાયુ અને સરદીથી ઉત્પન્ન થયલા તમામ જાતના વિષમજ્વરો જલ્દીથી જતા રહે છે નાની ઉમરના બાળકોને ઘણાજ થોડા પ્રમાણમાં આપવી આ ગોળીયો તાવ ઉતારવાનું તથા અટકાવવાનુ બને કામ કરે છે જયા સુધી તાવ જાય નહીં ત્યા સુધી દરદીને ફકત ચા અને દુધ શિવાય બીજુ કાઇજ આપવુ નહીં

૩–**વિષમજ્વરહર ક્વાથ**—ભોયરીંગણી, કરીયાતું, કડુ, સુઠ, ગળો, પકરમુળ, દેવદાર, લીમડાની અંતર છાલ, અને પીપળીમુળ, એ દરેક ચીજ અકેક તોલો લઇ અધ-

ખોખરી કરી તેના પાચ ભાગ કરવા હરરોજ અકેક ભાગ શેર પાણીમા ઉકાળી પાશેર રહે ત્યારે ગાળી લઇ તેના ત્રણ ભાગ કરી દર ચાર કલાકે અકેક ભાગ મોટી ઉમરના માણસને આપવાથી વાયુ અને સરદીથી આવતો તાવ ચારજ દીવસમા ચાલ્યો જાય છે

૪–કડવી નાઇની ભાજીના પાત્રા એક તોલો, લીમડાની લીંબોડી એક તોલો, સુઠ એક તોલો મરી, એક તોલો પીપર ત્રણ તોલા, ગળોસત્વ એક તોલો, કડુ એક તોલો, અને કરીયાતુ એક તોલો લઇ તેને ખાડી બારીક વસ્ત્ર ગાળચૂર્ણ કરી તેમાથી બબે વાલને વજને મોટી ઉમરના માણસને દર ત્રણ ત્રણ કલાકે ગરમ પાણી અથવા ચા સાથે આપવાથી વાયુ અને સરદીથી ઉત્પન્ન થયલો તાવ તેના તમામ ઉપદ્રવો સાથે જતો રહે છે જ્યા સુધી તાવ જાય નહીં ત્યાસુધી દરદીને ફકત ગરમ દુધ અને ચા શીવાય બીજુ કાઇજ આપવુ નહીં આ અનુભવસિદ્ધ ઉપાયથી એકાતરિયો, રોજીયો, ચોથીયો તથા મેલેરીયાથી ઉત્પન્ન થયલા તમામ જાતના વિષમજ્વરો જતા રહે છે

૫–**નવિન સુદર્શન ચર્ણુ**—કોલમ, કડુ, સેકેલા કાચકા, કાળીજીરી, કાળા મરી, સુઠ, પીપર, સડકચુરો, લીમડાની લીંબોડી, ભોયરીંગણી, અરડુસો, પીતપાપડો, નાગરમોથ, હરડાદળ, બેહેડાદળ આમળા, ઇંદ્ર જવ અને ગળો એ સઘળી ચીજો સરખે વજને લઇ ખાડી વસ્ત્રગાળ ચર્ણુ કરી એ ચણુની બરાબર વજને કરીયાતાનુ

ચૂર્ણ મેળવી તેમાંથી મોટા માણુસને દ૭ ચાર ચાર કલાકે ત્રણ ત્રણ વાલને વજને ચા અથવા ગરમ દુધ સાથે આપવાથી દરેક જાતના વાયુ અને સરદીથી ઉત્પન્ન થયલા વિષમજ્વરો જતા રહે છે.

**૬-જ્વર વિનાશક ગુટિકા**—કડાછાલ શેર એક લાવી તેના જીણા કટકા કરી તેને ચાર શેર પાણીમા નાખી ઉકાળવી જ્યારે શેર પાણી રહે ત્યારે ગાળી લઇ તે પાણીને પાછુ ઉકાળવુ જ્યારે માવા જેવુ થઇ જાય ત્યારે નીચે ઉતારી તેમા કાચકા, કરીયાતુ કોલમ, કાળી જીરી, સુંઠ, મરી, પીપર. કડુ અને અતિવિષની કળી એ દરેક વસ્તુઓ એકેક તોલો લઇ બારીક વસ્ત્રથી ગાળી ચૂર્ણ કરી ઉપલા માવામા મેળવી મગ પ્રમાણે ગોળીયો વાળવી દરરોજ ત્રણ ત્રણ ગોળી ત્રણ ત્રણ કલાકે મોટી ઉમરના માણસને ગરમ દુધ અથવા ચા સાથે આપવાથી એકાતરીયો, ચોથીયો, દરરોજ આવતો તાવ અને અણઉતાર તાવ પણ ઉતરી તથા અટકી જાય છે, દરદીને તાવ જાય નહી ત્યાસુધી ખોરાક બીલકુલ ન આપતા ફકત ગરમ દુધ અને ચા આપવી આ અનુભવસિદ્ધ ઉપાયથી ત્રણજ દીવસમા તમામ જાતના તાવ તેની વેદના સહીત વિદાય થઇ જાય છે

**૭-એકાંતરીયા તથા ચોથીયા તાવનો ચમત્કારી ઉપાય**—નવસાર ખાર તોલા ત્રણ લઇ તેને પાશેર પાણીમા નાખી ઉકાળવો જ્યારે પાણી બળી જઇ એકલો ખાર રહે ત્યારે નીચે ઉતારી તેમા કડુ, કોલમ કાચકા અને કાળા મરી અકેક તોલો લઇ બારીક વસ્ત્રગાળ ચૂર્ણ કરી ઉપલા

ખાર સાથે મેળવી હેવું તેમાંથી તાવ આવ્યા અગાઉ ત્રણ ત્રણ વાલને વજને ત્રણ ત્રણ કલાકે ગરમ ચા અથવા પાણી સાથે મોટી ઉમરના માણસને આપવાથી, એકાંતરીયો, ચોથીયો, અને મેલેરીયાના તમામ જાતના તાવ અટકી જાય છે આ ઉપાય ચાલતો હોય ત્યા સુધી દરદીને ગરમ ચા અને દુધ શીવાય બીજુ કાંઈજ આપવુ નહીં

## પીત્તના તાવમાં કેવી પીડા થાય?

પીત્તના પ્રકોપથી આવેલા તાવવાળાને પાણીની તરસ ઘણી લાગે, મોહુ કડવુ થઈ જાય, માથામા ઘણી વેદના થાય, આખે અધારા આવે, ઉલટીની ઉબક આવે, ઉંઘ બીલકુલ આવે નહીં, પાણી જેવા ઝાડા થાય, અતિશય લવારો કરે, શરીરે દાહ થાય, આખો અને શરીરનો રગ પીળો દેખાય અને શરીર ઘણુ ગરમ થઈ જાય આટલા ચિન્હો પીત્તના તાવવાળાને અવશ્ય થાય છે

## પીતના તાવવાળાને શું ઔષધ આપવું?

૧–ભોયરીંગણી, કરીયાતુ, કડુ, સુઠ, ગળો, પકરમુળ પીતપાપડો, લીમડાની અતરછાલ અને પીપળીમુળ એ દરેક ચીજ અકેક તોલાને વજને લઈ અધખોખરી તેના ત્રણ ભાગ કરવા દરરોજ એક એક ભાગ શેર પાણીમા ઉકાળી પાશેર રહે ત્યારે ગાળી તેના બે ભાગ કરી ત્રણ ત્રણ કલાકે અકેક ભાગ આપવાથી પીત્તના પ્રકોપથી આવતો તાવ તેના તમામ ઉપદ્રવો સહીત ઉતરી તથા અટકી જાય છે.

આ તાવમાં દરદીને કોઈપણ જાતનો ખોરાક ન આપતા ફક્ત મોસંબીલીંબુ અને ગરમ દુધ અથવા ચા ઉપરજ રાખવો. એ શીવાય બીજું કાંઈ આપવું નહીં

૨–પીત્તજ્વરાંતક—ફુલવેલી ફટકડી એક તોલો, ફુલવેલો સુરોખાર એક તોલો અને ફુલવેલો ટંકણખાર એક તોલો, કોલમ એક તોલો, કડુ એક તોલો અને તુલસીના બીયા એક તોલો લઈ સઘળાને બારીક વાટી પીત્તના તાવવાળાને દરરોજ ત્રણ ત્રણ કલાકે ત્રણ ત્રણ વાલ ગરમ ચા અથવા દુધ સાથે આપવાથી પીત્તનો તાવ તેના તમામ ઉપદ્રવો સાથે ઉતરી તથા અટકી જાય છે અને ઉલટીનો ઉછાળો, દાહ તરસ વગેરે તરત નરમ પડી જાય છે.

૩–પીતપાપડો, તુલસીના બી, કડુ, કોલમ કપુરકાચલી, કરીયાતુ અને ગળો એ દરેક ચીજ અકેક તોલો લઈ અધ ખોખરી કરી તેના ત્રણ ભાગ કરી દરરોજ અકેક ભાગ શેર પાણીમા ઉકાળી પાશેર રહે ત્યારે ગાળી દરદીને પાવાથી પીત્તજ્વર અને તેના તમામ ઉપદ્રવો આરામ થઈ જાય છે.

૪–પીતપાપડો, કોલમ, કાગામરી, સુઠ, કરીયાતુ, કપુર કાચલી અને લીમડાની લીંબોડીની બીચ એ દરેક ચીજ અકેક તોલો લઈ અધખોખરી કરી ત્રણ ભાગ કરી શેર પાણીમાં દરરોજ અકેક ભાગ ઉકાળી પાશેર રહે ત્યારે ગાળીને દરરોજ દરદીને દીવસમા ત્રણ વખત આપવાથી પીત્તનો તાવ તેના તમામ દુખ દરદ સાથે દુર થઈ જાય છે. એ અનુભવસિદ્ધ છે.

૫-પીત્તજ્વરાંકુશ—લીમડાની લીંબોડીનીમીંજ તોલો એક, ગળોસત્વ તોલા બે, કડુ તોલો એક, કોલમ તોલો એક, કાળીજીરી તોલો એક, કરીયાતાની પાત્રી તોલો એક, પીતપાપડો તોલો એક અને ફુલવેલી ફટકડી તોલો અડધો લઇ બારીક વસ્ત્રગાળ ચૂર્ણ કરી હરરોજ ત્રણ ત્રણ કલાકે બબે વાલને વજને ગરમ ચા અથવા દુધ સાથે આપવાથી પીત્તજ્વર તેની તમામ પીડાઓ સહીત પલાયન થઇ જાય છે.

૬-ભોયરીંગણી, કરીયાતુ, કડુ સુઠ, ગળો, એરંડમુળ અને કરીયાતાની પાત્રી એ દરેક ચીજ અકેક તોલો લઇ તેને અધખોખરી કરી તેના ત્રણ ભાગ કરવા હરરોજ અકેક ભાગ શેર પાણીમા ઉકાળી પાશેર રહે ત્યારે ગાળી ત્રણ ભાગ કરી ત્રણ ત્રણ કલાકે અકેક ભાગ આપવાથી પીત્તનો તાવ તમામ ઉપદ્રવો સહીત જતો રહે છે

૭-રેવચીની ખટાઇ એક તોલો, સુરોખાર એક તોલો ટંકણખાર એક તોલો, કોલમ એક તોલો, કપુર કાચલી એક તોલો ધાણા ત્રણ તોલા અને કડુ એક તોલો લઇ ખાંડી બારીક વસ્ત્રગાળ ચૂર્ણ કરી ત્રણ ત્રણ કલાકે બબે વાલને વજને ગરમ દુધ અથ વાચા સાથે આપવાથી પીત્તજવર અને તેની તમામ પીડાઓ પાચજ દીવસમા પલાયન થઈ જાય છે આ દવા ચાલતી હોય ત્યાસુધી દ દીને ગરમ દુધ અને મોસબીલીંબુના રસ શિવાય બીજુ કાઇજ આપવુ નહી.

૮-પીત્તાકૂશરસ-તુલસીના પાત્રાનો રસ ત્રણ તોલા આદાનો રસ એક તોલો, કુદનાનો રસ એક તોલો લીલી

ગળોનો રસ ત્રણ તોલા, અને ખાટા દાડમનો રસ એક તોલો લઇ સઘળાને ભેગા કરી દર ત્રણ ત્રણ કલાકે અકેક ચમચો આપવાથી પીત્તના તાવવાળાની ઉલટીની ઉબક, દાહ, પાણીનો શોષ અને બળત્રા દુર થઇ પીત્તનો તાવ તેના તમામ ઉપદ્રવો સહીત જતો રહે છે દરદીને ખોરાકમા ફક્ત દુધ અને મોસબીલીંબુ શીવાય બીજુ કાઇજ આપવુ નહી

## કફના તાવવાળાને કેવી પીડા થાય ? !

કફના પ્રકોપના તાવવાળાનુ શરીર ઘણુ ગરમ થતુ નથી પરતુ શરીરમા પીડા ઘણી થાય છે-આળસ, સુસ્તી અને ઘેન ઘણુ રહે છે મોઢાનો સ્વાદ મીઠાસવાળો થઈ જાય છે શરીરમાથી ચીકણો પરસેવો નીકળે છે અને મોઢુ પણ ચીકણુ થઇ જાય છે વારેઘડીએ પીશાબની હાજત થાય છે ખાસી તથા હાફ આવે છે અને ખાવાપીવાપર બીલકુલ રૂચી થતી નથી આટલા ચિન્હ કફના તાવવાળાને જરૂર થાય છે

## કફના તાવવાળાનું દુઃખ કેમ દૂર થાય ? !

૧-અરડુસો એક તોલો, ભોયરીંગણી એક તોલો, સુઠ એક તોલો અને પીપર એક તોલો લઇ તેને અધખોખરા કરી શેર પાણીમા ઉકાળવુ જ્યારે પાશેર પાણી રહે ત્યારે ગાળી લઇ તેમાંથી બબે તોલા બબે કલાકને અતરે આપવાથી કફનો તાવ તેના તમામ ઉપદ્રવો સાથે જતો રહે છે

૨-ગળો, સુઠ અને ભાયરીંગણી એ દરેક ચીજ એકેક તોલો અને અરડુસો ત્રણ તોલા, પકરમુળ એક તોલો, અને

દેવદાર એક તોલો લઇ તેને શેર પાણીમા ઉકાળી પાશેર રહે ત્યારે ગાળી દર ત્રણ ત્રણ કલાકે ત્રણ ત્રણ તોલા આપવાથી કફનો તાવ જતો રહે છે

૩–સુઠ મરી, પીપર, ભારગમુળ, સડકચુરો, ભોંયરીંગણી અરડુસો અને સીંધવ એ દરેક ચીજ એક એક તોલો અને તુલસીના બીયા ત્રણ તોલા લઇ તેને ખાડી બારીક વસ્ત્રગાળ કરી તેમાથી દર ત્રણ ત્રણ કલાકે બએઆનીભારને વજને ગરમ પાણી સાથે આપવાથી કફના જોરનો તાવ તથા ખાસી તથા તેના તમામ ઉપદ્રવો દુર થઇ જાય છે

૪–કાયફળ, કાકડાશીંગ, અતિવિષનીકળી સુઠ મરી પીપર, જવખાર સીંધવ અજમો, કોલમ, કાળીજીરી, ગળોનુ સત્વ અને એળચી એ દરેક ચીજ અકેક તોલો લઇ ખાડી બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી તેમાથી બએઆનીભારનેવજને દર ચાર ચાર કલાકે ગરમ પાણી સાથે આપવાથી કફનો તાવ અને તેના તમામ ઉપદ્રવો આરામ થઇ જાય છે કફના પ્રકોપના તાવવાળાને જ્યાસુધી તાવ જાય નહીં ત્યાસુધી કોઇ પણ જાતનો ખોરાક નેમજ દુધ સુકો કે લીલો મેવો, બરફ વીગેરે કાઇજ ખાવા આપવુ નહીં પરતુ જો બહુજ જરૂર જણાય અને તાવ જાય ત્યારપછી બાજરી મેકીને તેની કાજી મીઠું નાખી આપવી અને ઉકાળીને ઠડુ કરેલુ પાણી પીવા આપવુ

૫–સમુદ્રફળ, સુઠ, મરી, પીપર, સીંધવ જીરૂ, શાહજીરૂ, વાવડીંગ, કડુ, કરીયાતુ અજમો અને અજમોદ એ દરેક

ચીજ અકેક તોલો લઇ ખાંડી બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી તેમાથી બબેઆનીભારને વજને દર ગણુ ત્રણુ કલાકે ગરમ પાણી સાથે આપવાથી કફનો તાવ તેના તમામ ઉપદ્રવો સહીત દુર થાય છે

૯—બે દોષનો સાથે પ્રકોપ થવાથી બને દોષના ચિન્હો સાથે માલમ પડે છે, જેવાકે, વાતપિત્તજ્વર, વાતકફજ્વર, અને પીત્ત કફજ્વર આવા બે દોશવાળા તાવમા બને દોષોના ચિન્હ સાથે માલમ પડે છે તેને માટે ઉપર લખેલા ઇલાજો અનુક્રમે કરવાથી આરામ થાય છે બને દોષવાળા તાવના ઔષધો તથા પરેજી ઉપર લખ્યા પ્રમાણેજ આપવા

## ત્રીદોષ—સન્નિપાતનો તાવ શાથી લાગુ પડે ?

તાવવાળા દરદીને યોગ્ય ઉપચાર કરવામા આવે નહી અને ખાવાપીવામા કાળજી ન રાખતા, ખટાસવાળા, ચીકાસવાળા કે ગળ્યા પદાર્થો અને પાચન થવામા ભારે એવા મિષ્ટાન પદાર્થો ખાવામા આવે અથવા અનિયમિત રીતે વર્તવામા આવે કે તરત ત્રણે દોષનો સાથે પ્રકોપ થઇ ત્રીદોશ—સન્નીપાતનો તાવ લાગુ પડે છે અને તેમા વાયુ પીત્ત અને કફ ત્રણે દોષના ચિન્હો જોવામા આવે છે. આ તાવ શરૂઆતથીજ કષ્ટસાધ્ય ગણાય છે છતા જો તેના યોગ્ય ઉપચારો કરવામા ન આવે તો અસાધ્યરૂપ ધારણ કરે છે

આ ભયંકર તાવમા દરદીને ઘણીજ પીડા ઉત્પન્ન થાય છે. વૈદકશાસ્ત્રમા તેની સખ્યા તેર પ્રકારની ગણવામા આવી છે, સન્નિપાતરૂપી મહાવ્યાધીમા સપડાયલા દરદીને સારો કરવામા સારા વિદ્વાન અને અનુભવી વૈદની ખાસ જરૂર છે જે વૈદ સન્નિપાતરૂપી મહાસાગરમાથી દરદીને સારો કરી બચાવવામા ફતેહ મેળવે છે તે બીજા કોઇપણ મોટા વ્યાધિમા મુઝાતો નથી સન્નિપાતરૂપી મહાવ્યાધિમાથી દરદીને બચાવનાર વૈદ દરદીને જીવતદાન દેનારો જાણવો

સન્નિપાતના તાવમા દરદીનુ શરીર ઘડીમા ગરમ થઇ જાય છે, ઘડીમા ઠડુ થઇ જાય છે, શરીરના સાધા અને હાડકાઓમા અતિશય પીડા થાય છે માથામા વેગમારતા હોય એવી વેદના થાય છે કાને સભળાતુ નથી, ગળુ સુકાઇ જાય છે, દરદી ઘેનમા પડી રહે છે લવારો ઘણો કરે છે ખાસ થાય છે કફમા વખતે લોહી પણ પડે છે હાફ ઉપડે છે કોઇવખત પસીનો ઘણો થઇ જાય અને કોઇવાર બીલકુલ થાય નહિ દરદી વખતે હસે છે વખતે રડે છે અને કોઇવખતે ઉઠી નાસી જાય છે લુગડા ફેકી દે છે આમ તેમ માથુ ફેરવ્યા કરે છે દીવા સામુ જોઇ શકાતુ નથી મોમા ગરમી આવી જાય છે, પાસળીઆમા અથવા પેટમા દુખાવો થાય છે, છાતીએથી અગર ઝાડામા લોહી પડે છે, જીભ કાળી પડી જાય છે અને પાણીનો શોષ ઘણો પડે છે સન્નીપાતરૂપી મહાવ્યાધીમા સપડાયલા દરદીની આવી દશા થઇ જાય છે

# સન્નીપાતના દરદીને શું ઔષધ આપવું ?

સન્નિપાતના તાવમા સપડાયલા દરદીની દવા કરવામા પ્રથમ કફનો પ્રકોપ દુર થાય એવા ઉપાય કરવા જોઇએ. કફ અને વાયુનો પ્રકોપ શાત થઇ જવાથી તાવ આપોઆપ જ ઉતરી જશે એમા તાવને ઉતારવાના ઉપાય પ્રથમ કદી કરવા નહી કફ અને વાયુનો પ્રકોપ દુર કર્યા શિવાય એકદમ તાવ ઉતારવાના ઉપાય કરનાર મુર્ખ વૈદ દરદીનો જીવ લેનારોજ જાણવો

કફ અને વાયુનો સોજો અને શુળ સારા કરવા માટે અળસીને ખાડી પાણીમા નાખી, ખદખદાવી તેના પોટીસ રાત દીવસ દરદવાળા ભાગ ઉપર મુકવા ત્રીદોષસન્નિપાતના તાવવાળા દરદી સારા કરવાને માટે ઉપચાર શરૂ કરતા પહેલાજ મહાદેવના ઉપર રૂદ્રાભિષેક તથા મત્યુજયના જપ શરૂ કરાવવા પછી નીચે લખેલા ઉપચારો અનુક્રમે કરવાથી જરૂર આરામ થશે એ અનુભવસિદ્ધ ઉપાય છે

ત્રીદોષની શુળ ઉપર બદામનુ તેલ અગર ટરપેટાઇન તેલ લગાડી રેતીની પોટલીનો શેક શરૂ કરાવવો તેથી સોજો ઉતરી જઈ શુળ મટી જાય છે.

૧–ત્રિદોષતાપહારી કવાથ—અરડુસો, ભોયરીંગણી. સુઠ, કકડાશીંગ, પીપર, અજમો, અને અકલગરો એ દરેક ચીજ એકેક તોલો લઇ તેના ચાર ભાગ કરવા. દરરોજ એક ભાગ

શેર પાણીમા ઉકાળી પાશેર રહે ત્યારે ગાળી તેના ત્રણ ભાગ કરી ત્રણ ત્રણ કલાકે એકેક ભાગ આપવાથી ત્રિદોષનો તાવ તમામ ઉપદ્રવો સહીત સાત દીવસમા સારો થવા માડે છે આ ઉપાયો ચાલતા હોય તે દરમ્યાન દરદીને અનાજ બીલકુલ આપવુ નહી

૨–સન્નિપાતવાળો દરદી ઘેન અને સુસ્તીમા પડી રહેતો હોય તો તેને સમુદ્રફળ પાણીમા ઘસી આખમા આજવાથી ઘેન અને સુસ્તિ ઉડી જઇ હોશીયાર થઇ જાય છે

૩–ત્રીદોષ–( સન્નિપાતના ) દરદીને અનાજ બીલકુલ આપવુ નહી અને પાણી પીવાનુ આપવુ તે પણ જાવત્રી નાખીને ઉકાળેલુ પાણી આપવુ તાવ તદન ઉતરી જાય ત્યારે દુધની કાજી અથવા બાજરી શેકીને તેને વાટી નાખી પાણીમા ઉકાળી મીઠુ નાખીને કાજી કરી આપવી.

૪–પીપર એક તોલો, જાવત્રી એક તોલો. અરડુસો એક તોલો, કરીયાતુ બે તોલા અને કસ્તુરી આઠ વાલ લઇ બારીક વસ્ત્રગાળ ચૂર્ણ કરી તેમાથી બબે વાલને વજને ત્રણ ત્રણ કલાકે એક ચમચો આદાના રસ સાથે આપવાથી દારૂણ સન્નીપાત અને તેના તમામ ઉપદ્રવો આરામ થઇ જાય છે

૫–સન્નીપાતામૃત ગોળી–તજ, તમાલપત્ર, નાગકેસર, એલચી, એ દરેક ચીજ અકેક તોલો, જાવત્રી અડધો તોલો, કસ્તુરી ચાર વાલ, અમર આઠ વાલ સોનાના વરખ સાત વાલ, સુઠ, મરી અને પીપર પાચ પાચ વાલ લઇ બારીક વસ્ત્રગાળ ચૂર્ણ કરી પાનના રસમા એક દીવસ ઘુટી વટાણા

પ્રમાણે ગોળી વાળવી હરરોજ ત્રણ ત્રણ ગોળી ત્રણ ત્રણ કલાકને અંતરે પાણી સાથે આપવાથી દારૂણ સન્નિપાત પણ તેના તમામ ઉપદ્રવો સહીત સાત દીવસમા સારો થઇ જાય છે એ અનુભવસિદ્ધ ઉપાય છે

૬–ગળોસત્વ, લવંગ, કસ્તુરી, અને જાવત્રી એ હરેક ચીજ ચાર ચાર વાલ અને કડુ આઠ વાલ લઇ બારીક વાટી તેને તજ નાખીને ઉકાળેલા પાણીમા એક દીવસ ઘુટી મગ પ્રમાણે ગોળી વાળવી ચાર ચાર કલાકે ત્રણ ત્રણ ગોળી ગરમ પાણી સાથે આપવાથી સન્નિપાતનો તાવ તેના તમામ ઉપદ્રવો સહીત સારો થઇ જાય છે

૭–સન્નિપાતાંકુશ–શુધ્ધ પારો એક તોલો, શુધ્ધ ગંધક એક તોલો, શુધ્ધ વછનાગ ત્રણ તોલા, સુંઠ એક તોલો, મરી બે તોલા, પીપર ત્રણ તોલા, ભોંયરીંગણી ત્રણ તોલા, અરડુસો ત્રણ તોલા અને અકલગરો એક તોલો લઇ બારીક વસ્ત્રગાળ ચૂર્ણ કરી આદાના રસમા એક દીવસ ઘુટી બાજરીના દાણા પ્રમાણે ગોળી વાળવી. હરરોજ ત્રણ ત્રણ કલાકે ત્રણ ત્રણ ગોળી પાણી સાથે આપવાથી દારૂણ સન્નિ-પાતમા સપડાયલો દરદી પણ સારો થઇ જાય છે

૮–ત્રિદોષજ્વરાગ્નિ ગુટીકા–કાચકા સેકેલા એક તોલો, મરી એક તોલો, ગળોસત્વ એક તોલો, આકડાના ફુલની અંદરની કળીઓ એક તોલો, ખેરસાલ એક તોલો એળચી સેકેલી એક તોલો, સીંધવ, સંચળ, અને નવસાર ત્રણ ત્રણ તોલા લઇ બારીક વાટી આદાના રસમાં એક દીવસ ઘુટી વટાણા

પ્રમાણે ગોળી વાળવી. દરરોજ ત્રણ ત્રણ કલાકે ત્રણ ત્રણ ગોળી વાટીને મધ અને પાણી સાથે આપવાથી તમામ જાતના ત્રિદોશના તાવ તેના તમામ ઉપદ્રવો સહીત સાત દીવસમા સારા થઈ જાય છે

૯–સન્નિપાત નાશન અવલેહ–લીલા કરીયાતાની પાત્રી એક તોલો, ગળોસત્વ એક તોલો, અરડુસાનો ક્ષાર એક તોલો, સાટોડીનો ક્ષાર એક તોલો, સીંધવ, સચળ અને ટંકણખાર એક એક તોલો, જેઠીમધનો શીરો એક તોલો અને પીપર ત્રણ તોલા લઇ બારીક વસ્ત્રગાળ કરી મધમા મેળવી ચાટવા જેવો અવલેહ કરવો તેમાથી સન્નિપાતના દરદીને દરરોજ ત્રણ ત્રણ કલાકે અડધો અડધો તોલો પાણી સાથે આપવાથી સન્નિપાત તેના તમામ ઉપદ્રવો સાથે સાત દીવસમા સારો થઇ જાય છે એ અનુભવસિદ્ધ ઉપાય છે

૧૦–ત્રિદોષ તાપહારિ ચુર્ણ–સુંઠ, મરી, પીપર, તજ, તમાલપત્ર, નાગકેસર અને એલચી, એ દરેક ચીજ એકેક તોલો, સચળ સીંધવ, જવખાર અને ટંકણખાર બબે તોલા, કોલમ, કરીયાતુ કાળીજીરી અને કાચકા એ દરેક ચીજ એકેક તોલો લઇ બારીક વાટી વસ્ત્રગાળ ચુર્ણ કરી તેમાથી બબે વાલને વજને દર બબે કલાકે ગરમ પાણી સાથે આપવાથી, ત્રિદોશનો તાવ અને તેના તમામ ઉપદ્રવો આરામ થવા માડે છે.

# મરકીનો ઝેરીતાવ, ગાંઠાયોતાવ, ગ્રંથીવિસર્પ

જે વ્યાધિ ઘણા લાંબા વખત સુધી છુપો રહી જોવામા કે જાણવામા આવતો નથી તે જ્યારે એકાએક ફાટી નીકળે છે ત્યારે તેનાથી અજાણ પ્રજાને તે તદન નવો ઉત્પન્ન થયલો માલમ પડે છે પણ એટલું જરૂર યાદ રાખવુ કે કોઇપણ વ્યાધિ નવો છેજ નહી પરાપુર્વથી ચાલતા આવેલા આપણા આયુર્વેદના અનેક ગ્રથોમા તેનુ વર્ણન વિસ્તારથી કરેલુ હોય છે મરકીનો ઝેરીતાવ, ગાંઠીયોતાવ–અગ્નિવિસર્પ અગ્નિ રોહીણી–અથવા ગ્રથીવિસર્પ વીગેરે નામોથી ઓળખાતો આ ઝેરી તાવ જ્યારે ફાટી નીકળે છે ત્યારે એકદમ સખ્યાબધ આદમીઓને તે પોતાના સપાટામા સપડાવી દે છે ઘણીજ ગદકી અને ભેજવાળી જગ્યામા તેમજ જે જગ્યામા તડકો બીલકુલ આવતો ન હોય તથા ઉજાસ અને હવા આવીશકતા ન હોય તેમજ ઘણી ગીચ વસ્તીવાળી જગ્યામા જ્યા ગટર, ખાળકુવા, મોરીઓ વગેરે હોવાથી ઘણીજ દુર્ગંધવાળી ખરાબ હવા રાત દીવસ રહેતી હોય તેવી જગ્યામા તે વિશેષ ઉત્પન્ન થાય છે રાતના અને સરદીના વખતમા તેનો ઉપદ્રવ વિશેષ થતો જોવામા આવે છે અને તે ગરમીના દીવસો કરતા ચોમાસામા અને ઠડીના દીવસોમા વધારે દેખાવ દે છે તેની ઝેરી હવાની અસર ઉંદરોપર ઘણી જલ્દીથી લાગુ પડી જાય છે અને તે ટપોટપ

મરવા માડે છે. નબળા શરીરવાળાને, ઘરડા માણુસને, અને બાળકે ને તે ઘણે ભાગે લાગુ ન પડતા જુવાન અને બળ વાન માણુસોને તે જલ્દીથી ઝપાટામા લઈ લે છે આ એક ખાસ ચેપી રોગ છે અને તેના જતુઓની હવા આખા ગામમા કે શહેરમા ફેલાઇ જઇ ઉજડ કરી મુકે છે

આ તાવવાળા દરદીની સારવાર કરનાર માણુસોએ ઘણીજ સાવચેતી રાખવાની જરૂર છે દરદીના મોઢાનો શ્વાસ સારા માણુસના શ્વાસ સાથે મળી શરીરમા દાખલ થવાથી તેને તરતજ તાઢ ભરાઇ આવી આખે અધારા આવવા માડે છે, અને સખત તાવ ભરાઇ જાય છે માટે આ રોગવાળા દરદીના સહવાસમા આવનારા ઓએ ઘણીજ સાવચેતી રાખવાની જરૂર છે આ તાવવાળા દરદીને જ્યા તડકો આવતો હોય એવી ખુલ્લી હવાવાળી જગ્યામા રાખવો જોઇએ અને તેની જો સારી રીતે યોગ્ય સારવાર કરવામા આવે અને મદવાડની મુદત લબાય અને યોગ્ય ઔષધોપચાર કરવામા આવે તોજ દરદી બચી જાય છે નહીંતો તે લાગુ પડયા પછી તરતજ, ત્રણ ચાર સાત દીવસે અથવા તો સત્તર દીવસે દરદી જરૂર મરણ પામે છે

મરકીવાળી જગ્યામા ભરી રાખેલા ખાનપાનાદીક ખાવા પીવાથી અથવા ત્યા ઉત્પન્ન થતા જતુવાળા શાકભાજી વીગેરે ઉપયોગમા લેવાથી મરકીના જતુઓ જલ્દીથી લાગુ પડી જાય છે

આ તાવ શરૂઆતમા તાઢવાઇને જોરમા ભરાઇ આવે છે અને આખે અ ધારા આવે છે અને છાતીમા ઘણી ગભરામણુ થાય છે ઉઠીને ઉભા થવાતુ નથી ઉલટીની ઉબકો ઘણી આવે છે આખો લાલચોળ થઇ જાય છે તાવની ગરમીથી શરીરમા બળત્રા થાય છે, જે જગ્યામા ગાઠ નીકળવાની હોય તે જગ્યામા દુખાવો શરૂ થાય છે અને ઘણે ભાગે સાધાઓની જગ્યામા તે વિશેષ જોવામા આવે છે તેમા સણુકા મારે છે, દુખાવો થાય છે અથવા પુષ્કળ અગ્નિ બળે છે પાણીનો શોષ ઘણો પડે છે અને તે પાછુ ઉલટીમા નીકળ્યા કરે છે ગાઠ ઘણે ભાગે કાનના મુળમા જા ગના વેઢામા, બગલમા કે બે ત્રણ જગ્યાએ સાથેજ જણાય છે જો ગાઠ બાહાર નીકળી આવે તો તાવ ઉતરતો જાય છે અને છેવટે ગ ઠ પાકી પરૂ થઇ બહાર નીકળી જાય તો દરદી બચી જાય છે પણ જો તે અ દર સમાઇ જાય તો દરદી બે ત્રણ દીવસમા મૃત્યુ પામે છે

# મરકીના તાવના દરદીના કેવા ઉપાય કરવા ?

આ તાવ આવતાની સાથે શરૂઆતથીજ સન્નિપાતના ચિન્હો જોવામા આવે છે અને સન્નિપાતીક જવરજ ગણાય છે માટે પ્રથમ સન્નિપાતના વિષયમા લખ્યા પ્રમાણે માહાદેવ ઉપર અભિષેક કરાવી મૃત્યુજયના જપ શરૂ કરાવવા દરદીને જગ્યા બદલાવી નાખી ખુલ્લી હવા અજવાળા અને

સરદી વિનાની જગ્યામા રાખવો અને હવા શુદ્ધ થાય એવો જતુનાશક ધુપ ત્યા હમેશા કર્યાકરવો

દરદીના મળ, મુત્ર, કફ, ઉલટી વીગેરે દુરની જગ્યામા દાટી દેવા દરદીના પાથરવાના કે ઓઢવાના વસ્ત્રો દરરોજ ગરમ પાણીમા ધોઇને સ્વચ્છ રાખવા બીલકુલ ગદકી થવા દેવી નહી દરદીની આસપાસ ઘણા મણુસોનો જમાવ થવા દેવો નહી ફક્ત સારવાર કરનાર બેત્રણ માણસોએજ ત્યા રહેવુ અને જે લત્તામા મરકી ચાલતી હોય તે લત્તો છોડી વસ્તીવગરની જગ્યામા બીજા માણસોએ જઇને રહેવુ જોઇએ દરદીને દુધ, કાજી, વીગેરે કાઇજ આપવુ નહી, ફક્ત મગનુ નિતર્યું પાણી મીઠુ નાખીને આપવુ તેપણ ખરેખરી ભુખ લાગે ત્યારે આપવુ–ઉલટીની ઉબક ઘણી થતી હોય અને પાણીનો શોષ ઘણો પડતો હોય તો ઉકાળીને ઠડુ કરેલુ પાણી પીવા આપવુ

ધાણા એક તોલો કાળીદરાખ એક તોલો અને વરીયાળી એક તોલો લઇ તેને બારીક વાટી તેને ગાળીનાખી નિતર્યું પાણી પીવા આપવુ અથવા મધ અને પાણી ભેગુ કરી તે થોડુ થોડુ પીવા આપવાથી ઉલટીની ઉબક તથા પાણીનો શોષ નરમ પડી જાય છે મરકીના તાવવાળા દરદીને નીચે પ્રમાણે અનુક્રમે ઔષધો આપવા

૧–જતુવિનાશક ધુપ–સુખડના છોડા, લીમડાના પાત્રા, તુળસીના પાત્રા ગુગળ, શેરીલોબાન અને ઘી ભેગાકરી તેનો ધુપ હમેશા કરવો

૨–કોલમ, કરીયાતુ, પીતપાપડો, પીપળીમુળ અને સુંઠ એ દરેક ચીજ એકેક તોલો લઇ શેર પાણીમા ઉકાળી પાશેર રહે ત્યારે ગાળી લઇ તેના ચાર ભાગ કરવા દરરોજ ચાર ચાર કલાકે એકેક ભાગ આપવાથી તાવ અને તેની તૃષા તથા ઉલટીની ઉબક અને ગભરામણ ધીમે ધીમે નરમ પડવા માડે છે

૩–ગ્રંથીહર લેપ–લીમડાના પાત્રા, ચિત્રાનુમુળ કબુતરની હગાર અને મનસીલ એ દરેક ચીજ સરખે વજને લઇ પાણીમા બારીક વાટી ગરમ કરી ગાંઠપર લેપ મારવો અને ઉપર કપડાનો પાટો બાધવો

૪–ગ્રંથીહર મલમ–સેરીલોબાન, ગંધાબેરજો ગુગળ અને માયુસરસ એ સરખે વજને લઇ બારીક વાટી પાણીમા ઉકાળી લેપ મારી ઉપર રૂ લગાડી પાટો બાધવો

૫–જ્વરવિનાશિનિ ગોળી–શુદ્ધ પારો એક તોલો, શુધ્ધ ગંધક એક તોલો અને શુધ્ધ વછનાગ ત્રણ તોલા, મરી ચાર તોલા, અને શુધ્ધ કરેલો ઝેરકચુરો એક તોલો. લઇ તેને બારીક વાટી આદાના રસમા એક દીવસ ઘુટી રાઇ પ્રમાણે ગોળી વાળવી ત્રણ ત્રણ કલાકે બબે ગોળી સાકર અને ધાણા વાટી તેના પાણી સાથે આપવાથી મરકીનો તાવ તેના તમામ ઉપદ્રવો સાથે સારોથઇ જાય છે

અનુભવસિદ્ધ સુદર્શન–લીંમડાની લીંબોળી, રાઇ, કોલમ, કરીયાતુ, કાળીજીરી, કાચકા, કડુ, સુંઠ, મરી, પીપર, નવસાર ખાર, ટંકણખાર, સીંધવ, હરડાદળ, બેહેડાદળ અને આમળ

એ દરેક ચીજ એકેક તોલો લઇ બારીક વાટી વસ્ત્રગાળ ચૂર્ણ કરી દર બબે કલાકે ચાર ચાર વાલને વજને ગરમ પાણી સાથે આપવાથી તાવ, ઉલટી, ઉધરસ, ગભરામણ વીગેરે તમામ પીડાઓ ઓછી થવા માડે છે

## દરેક જાતના તાવવાળાએ કેવી રીતે વર્તવું ?!

એટલુ તો જરૂર યાદ રાખવુ કે આમાશયમા અજીર્ણ અથવા બગાડ ઉત્પન્ન થઇ કોઠાની જે ખરી ગરમી તે બાહાર નીકળી જવાથી તાવ લાગુ પડે છે તો પછી પેટમા બીજો નવો ખોરાક નાખ્યાકરવાથી શુ ફાયદો થાય ? ઉલટો વધારે અવગુણ ઉત્પન્ન થઇ તાવ વધે, માટે કોઇપણ જાતના તાવવાળા દરદીને તો દવા કરતા પણ વધારે લાધણ કરાવ-વાનીજ જરૂર છે દરેક જાતના તાવવાળા દરદીનુ પેટ તપાસી જોશો તો માલમ પડશે કે તે વગર ખાધે ભરેલા જેવુ વાયુથી ફુલેલુ કે સખત હોય છે તેની સાથે દરદીના મોઢામા મોળ અને ફીક આવ્યા કરે છે ઉલટીની ઉબક આવે છે અને માથુ ભારે થઇ દુખાવો શરૂ થાય છે આ બધુ મટા-ડવાને માટે સારામાસારો ઉપાય પ્રથમ લાધણ કરાવવીજ જોઇએ દરદીને ફક્ત પાણીજ પીવા આપવુ તે પણ ઉકાળીને ઠડુ પાડેલુ અથવા ગ્રામેલુ આપવુ સારી રીતે પાચ દશ કે પદર લાધણ થવાથી જે દોષનો પ્રકોપ થયો હોય તે દોષ અને મળનુ પાચન થઇ જઇ તાવ પોતાની મેળેજ

કમતી થવા માંડે છે અને છેવટે જતો રહે છે દરેક જાતના વિષમજ્વરો પીત્તના કે કફના અથવા ત્રીદોશના સન્નપિતિક તાવો લાંઘણ રૂપી અમુલ્ય ઉપાયથી નાબુદ થઇ જાય છે ૫ દરથી વીસ દીવસ લાગલાગટ લાંઘણ કરાવી ફક્ત પાણીપરજ રાખેલા દરદીઓ મૃત્યુના મુખમાથી બચેલા છે. લાંઘણની મુદત કેટલી લબાવવી તે દરદીની પ્રકૃતિને બળ ઉપર આધાર રાખે છે તોપણ દરેક તાવવાળાને સાત દીવસ સુધી તો ફકત પાણી પરજ રાખવો જોઇએ

જેમ વધારે લાંઘણ કરાવવામા આવે તેમ દીનપરદીન તાવ ઓછો થતો જશે અને તાવ નરમ પડયા પછી દરદીને સારક ગુણવાળી પેટ સાફ આવે એવી દવા આપવી

લાંઘણ જોઇએ તેટલા પ્રમાણમા થઇ ગયા પછી અને તાવનુ જોર હલકુ પડયા પછી પણ દરદીનો જઠરાગ્નિ મદ પડી ગયલો હોવાથી તેને મગના પાણી જેવો હલકો અને પ્રવાહી ખોરાક આપવો અને જેમ જેમ જઠરાગ્નિ ખુલતો જાય તેમ તેમ ખોરાક વધારતા જવો જોઇએ

જ્યારે વગર વિચારે અને અનિયમિતપણે અતિશય ખોરાક ખવાયો ત્યારેજ આતરડા અને હોજરી પોતાનુ કામ કરવાને અશક્ત થઇ ગયા છે તો પછી તેને ઘણા દીવસ સુધી વિશ્રાંતિ આપવીજ જોઇએ પણ આ વાત દરદીની આજુબાજુના અજાણ આદમીઓને ગળે ઉતરતી નથી તેઓ તો એમજ સમજે છે કે ઘણા દીવસ સુધી અનાજ કે કાંજી કાંઇ લીધુ નથી તેથી શરીર એકદમ નબળુ પડી જશે માટે

કાઇપણ પેટમા નાખવુ જોઇએ આવા ભુલભરેલા વિચારોથી પણ કેટલાક દરદીઓ કાળના મોમા જલદીથી આવીગયલા નજરે જોયલા છે

તાવવાળા દરદીને બનતા સુધી પીવાનુ પાણી, કુવાનું અથવા નદીનુ, આપવું અને તેપણ ઉકાળીને ઠડુપાડી ત્રાંબા પીત્તળના વાસણુમા ભરી રાખવુ અતિશય ઠડુ પાણી વાર-વાર આપવાથી અવગુણકરતા થઇ પડે છે

## અજીર્ણ—અપચો—ઉત્પન્ન થવાનું કારણ શું ?!

દરેક માણુસે એટલુ તો જરૂર યાદ રાખવુ જોઇએ કે આપણા શરીરને લાંબો વખત ટકાવવા માટે તેને આધાર આપવા જેટલોજ નિયમિત ખોરાક લેવાનો છે પરતુ ખાવાને માટેજ આપણે જીવવાનુ છે એમ ધારી અકરાતિયાની માફક અનિયમિતપણે ખોરાક ખાવાની ટેવ કદી રાખવી નહી.

પોતાની પ્રકુતિને માફક આવે એવો અને પાચન થવામા હલકો ભુખના પ્રમાણમા ખોરાક ખાવો જોઇએ શરીરના પોષણને માટે, કોઠામા એક ભાગ ખોરાક અને બે ભાગ પાણીથી ભરી બાકીનો ભાગ વાયુને ફરતો રહેવાને માટે ખુલ્લો રાખવાની જરૂર છે. એ રીતે વર્તવાથી ખોરાક લીધા પછી તેની અકળામણુ થતી નથી અને ખોરાક સારીરીતે પાચન થઇ તેનો જઠરરસ ઉત્પન્ન થઇ શરીરને પોષણકર્તા

થાય છે અને જો એથી ઉલટીરીતે હદ ઉપરાત ભારે વાયુકર્તા ખોરાક લીધો હોય તો જઠરાગ્નિ બગડી જઇ અજીર્ણનો રોગ ઉત્પન્ન થાય છે અને અજીર્ણના વ્યાધિમાથી બીજા અનેક વ્યાધિ ઉત્પન્ન થાય છે, અજીર્ણના રોગવાળાનુ પેટ ચઢેલુ રહે છે, ખાટા ઓડકાર આવે છે, પેટમા દુખે છે, અતિશય ઉલટી અથવા ઝાડા થાય છે અથવા ઝાડો કબજ થઇ જાય છે પેટમા દુખાવો થાય છે અગર હેડકીનો રોગ લાગુ પડે છે, મોઢામા ફીક આવે છે થુક આવ્યા કરે છે શરીરમા બેચેની રહે છે અને એથી પણ વધારે બગાડ થાય તો વિષુચિકા–મોરચી–કોલેરા લાગુ પડે છે અને તેમા પણ જો સખત તાવ આવી પીશાબ બધ થઇ જાય તો છેવટે મૃત્યુ પ્રાપ્ત થાય છે આ અજીર્ણના રોગને વૈદકશાસ્ત્રમા ત્રણ પ્રકારનો વર્ણવેલો છે

## અજીર્ણના આજારવાળાને શું ઔષધ આપવું ?!

અનિયમિત રીતે હદ ઉપરાત કે અયોગ્ય ખોરાક લેવાયો હોય અને જો તેનાથી અજીર્ણ ઉત્પન્ન થયુ હોય અને પેટમા ચુક ચાલતી હોય તો પ્રથમ જુલાબ અને ઉલટીનુ ઔષધ આપીને કોઠો સાફ કરી નાખવો જોઇએ ત્યારબાદ નીચે લખેલા ઔષધો અનુક્રમે આપવા

૧–અજીર્ણભસ્મક ચુર્ણ–અનીસુન ત્રણ તોલા, સુકો કુદનો ત્રણ તોલા, જીરૂ એક તોલો, અજમો એક તોલો,

રાઇ ત્રણુ તોલા, હીંગ ફુલવેલી એક તોલો, સીંધવ એક તોલો, સચળ એક તોલો, સુઠ, મરી અને પીપર બબે તોલા અને અજમોદ એક તોલો લઇ બારીકવાટી વસ્ત્રગાળ ચૂર્ણ કરી બબેઆનીભારને વજને દર ત્રણુ ત્રણુ કલાકે ગરમ પાણી સાથે આપવાથી ત્રણે પ્રકારના અજીર્ણ તેના તમામ ઉપદ્રવો સાથે સારા થાય છે

૨–અજીર્ણાકુશરસ–આદાનો રસ એક તોલો, ફુદનાનો રસ એક તોલો, કાદાનો રસ એક તોલો કુવારનો રસ એક તોલો, લીલા લસણુનો રસ એક તોલો લઇ તેમા સીંધવ સચળ અને હીંગ ફુલવેલી બબેઆનીભારને વજને વાટીને મેળવી દેવી, તેમાથી બબે કલાકે બબે ચમચા પીવા આપવાથી અજીર્ણના તમામ ઉપદ્રવો આરામ થઇ જાય છે

૩–અજીર્ણાષ્ટક અવલેહ–સીંધવ ત્રણુ તોલા, સચળ ત્રણુ તોલા, સુઠ એક તોલો, મરી બે તોલા પીપર ત્રણુ તોલા, ચિત્રાછાલ ત્રણુ તોલા, અનીસુન ગણુ તોલા, અને અજમો આઠ તોલા લઇ બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી મધમા મેળવી તેમાથી બબેઆનીભારને વજને દર બબે કલાકે ફુદનો, મરી અને લીલી ચાના ઉકાળા સાથે આપવાથી એકજ દીવસમા તમામ જાતના અજીર્ણ તેના તમામ ઉપદ્રવો સાથે આરામ થઇ જાય છે

૪–ભસ્મક ગોળી–સુકા લસણુની કળી આઠ તોલા, અજમો એક તોલો, સીંધવ એક તોલો, સચળ એક તોલો, વાયવડગ એક તોલો, ચીત્રાછાલનુ ચૂર્ણ ત્રણુ તોલા લઇ દરેક વસ્તુ બારીક વાટી વસ્ત્રગાળ કરી લીંબુના રસમા એક

દીવસ ઘુટી વટાણા પ્રમાણે ગોળી વાળી દરરોજ ચાર ચાર ગોળી બબે કલાકે ગરમ પાણી સાથે આપવાથી એકજ દીવસમા કોઇપણ પ્રચારથી ઉત્પન્ન થયલુ અજીર્ણ અને તેના તમામ ઉપદ્રવો આરામ થઇ જાય છે

૫–અનુભવસિદ્ધ અજીર્ણ કટક–શુદ્ધ પારો એક તોલો, શુધ્ધ આમળસારો ગધક એક તોલો, શુધ્ધ કરેલો વછનાગ ત્રણ તોલા, શખભસ્મ એક તોલો, ટકણખાર એક તોલો, સુઠ એક તોલો, મરી બે તોલા, પીપર ત્રણ તોલા, ચીત્રા છાલ ચાર તોલા, અને અજમો ત્રણ તોલા લઇ બારીક વાટી વસ્રગાળ કરી આદાના રસમા એક દીવસ ઘુટી મગ પ્રમાણે ગોળીઓ વાળવી દરરોજ બબે ગોળી ત્રણ ત્રણ કલાકે મધ અને આદાના રસમા વાટી આપવાથી તમામ જાતના અજીર્ણ એકજ દીવસમા આરામ થઇ જાય છે

## અતિસાર–ઝાડા–સંગ્રહણી થવાનું કારણ શું ?

અતિસાર–સગ્રહણી અથવા ઝાડાનો રોગ વૈદકશાસ્ત્રમા સાત પ્રકારે વર્ણવેલો છે એ રોગ થવાનુ મુળ કારણ ઘણે ભાગે જઠરાગ્નિ બગડવાનુજ હોય છે ખાધેલો ખોરાક પાચન ન થવાથી પેટમા આમ અને વાયુ ઉત્પન્ન થાય છે. તેનાથી પેટમા અમળાટ અને દુખાવો શરૂ થાય છે, અથવા પેટમા ઘુઘવાટા થઇ પાતળા પાણી જેવા ઝાડા શરૂ થાય છે. અતિશય શરદી લાગવાથી અગર સખત તડકામા ચાલવાથી

અથવા પેટમા કરમ થવાથી પણ પાતળા પાણી જેવા ઝાડા થવા માડે છે અતિસારના ઝાડાનો રગ વિચિત્ર પ્રકારનો હોય છે ચોખાના ધોવણ જેવો, તેલ જેવો, ઘી જેવો અથવા પાકેલા જાબુના રગ જેવો ઝાડાનો રગ હોય છે અથવા પરૂ કે લોહીના રગનો પણ ઝાડો થવા માડે છે અતિસારવાળાને શરીરમા નબળાઇ, કળતર કે દુખાવો હોય છે. એ રોગવાળાને જો હાથેપગે અથવા મોઢે સોજો હોય અને સાથે પેટમા દુખાવો થતો હોય, તાવ હોય, પાણીનો શોષ પડતો હોય, હાફ ઉધરસ અને હેડકી આવતી હોય અને ખાવા પીવાની દરેક વસ્તુપર અરૂચી ઉત્પન્ન થઇ હોય તો તે રોગી સારો થઇ શકતો નથી.

## અતિસારવાળાને શું ઔષધ આપવું?

ઝાડાના રોગવાળા દરદીને શરૂઆતમા ઝાડો રોકવા માટે અફીણવાળી દવા કદી પણ આપવી નહીં કારણ કે તેથી ઝાડો કબજ થઇ વાયુ રોકાવાથી પેટ ચઢીઆવી તાવ વધારે આવશે. અને તેથી પેટના આતરડા વધારે બગડી વ્યાધીમા વધારો થશે માટે જઠરાગ્નિ પ્રદીપ્ત થાય અને પેટના આતરડામાથી વાયુ નીકળી જઇ પાચન શકિત સુધરે એવી દીપન પાચન ગુણવાળી દવા આપવી જોઇએ

૧–અતિસારાતક–જાયફળ, જાવત્રી, બીલીનો ગર, વાવડીંગ, ઇદ્રજવ. ધાવડીના ફુલ, મોચરસ એ દરેક ચીજ એકેક તોલો અને ફુલવેલી હીંગ આઠ તોલા લઈ બારીક વસ્રગાળ ચુર્ણ કરી દરરોજ ત્રણ ત્રણ કલાકે બબે આનીભાર

પાણી સાથે આપવાથી સાતજ દીવસમા અતિસારનો રોગ તેના તમામ ઉપદ્રવો સહીત સારો થઇ જાય છે.

૨–અતિસારામૃત અવલેહ–કડાછાલ એક શેર લઇ તેને અધખોખરી કરી પાચશેર પાણીમા ઉકાળી શેર પાણી રહે એટલે તે ગાળી તે પાણી પાછુ ઉકાળી માવા જેવુ કરવુ પછી તેમા નીચે લખેલા વસાણા બારીક વાટી વસ્ત્રગાળ કરી મેળવી દેવા મરી, ધાવડીના ફુલ, ઇદ્રજવ, આબાની ગોટલી મોચરસ, વાવડીંગ, કેશર, જાયફળ, જાવત્રી, નર લવ ગ, સુવા અને બીલીનો ગર, એ દરેક ચીજ અકેક તોલો લઇ બારીક ખાડી વસ્ત્રગાળ ચૂર્ણ કરી ઉપલા કડાછાલના ઘનમા મેળવી દેવુ. આ અવલેહ દરરોજ ત્રણ ત્રણ કલાકે અડધો અડધો તોલો મોળા દહીંની છાશ સાથે દરદીને આપવાથી આઠજ દીવસમા આરામ થઇ જાય છે દરદીને ખોરાકમા ફક્ત છાશ સિવાય બીજુ કઇજ આપવુ નહીં

૩–અતિસારાકુશ ગોળી–કસ્તુરી ત્રણ વાલ, કેસર એક તોલો, જાયફળ અને જાવત્રી ત્રણ ત્રણ તોલા, લવ ગ, કપુર અને કાથો અકેક તોલો લઇ બારીક વાટી આદુના રસમા એક દીવસ ઘુટી વટાણા જેવડી ગોળીઓ વાળવી, દર રોજ ચાર ચાર કલાકે ચાર ચાર ગોળીઓ મોળા દહીંની છાશ સાથે આપવાથી એકજ દીવસમા અતિસારના ઝાડા બધ થઇ આરામ થઈ જાય છે.

ખોરાકમા ફકત દહીં છાશ અને ચોખા શીવાય બીજુ કાંઇજ આપવુ નહીં

૪–અતિસારનાશન અગરસ–બીલીના પાત્રાનો રસ એક તોલો, કુદનાનો રસ એક તોલો, દાડમનો રસ એક તોલો, આબાના પાત્રાનો રસ એક તોલો, જાબુના પાત્રાનો રસ એક તોલો, અને તુળશીના પાત્રાનો રસ ત્રણ તોલા, કાદાનો રસ એક તોલો અને લસણનો રસ ત્રણ તોલા લઇ સઘળાને ભેગા કરી તેમાથી દરરોજ ત્રણ ત્રણ કલાકે બબે તોલા આપવાથી સાતે જાતના અતિસારના ઝાડા અને તમામ ઉપદ્રવો આઠજ દીવસમા આરામ થઇ જાય છે દરદીને ફક્ત દહીંને ભાત શીવાય કાઇ આપવુ નહીં

૫–જાયફળ, જાવત્રી, કેસર, નાગકેસર, વાવડીંગ, ઇદ્રજવ અને સુઠ દરેક ચીજ અકેક તોલો લઇ બારીક વાટી વસ્ત્રગાળ કરી દરરોજ ત્રણ ત્રણ કલાકે બબે આનીભારને વજને છાશ સાથે આપવાથી અતિસારના ઝાડા તથા તેના તમામ ઉપદ્રવો આરામ થઇ જાય છે

૬–અતિસારહર કવાથ–કડાછાલ એક તોલો, બીલીનો ગર એક તોલો, દાડમના છોડા એક તોલો, ઇદ્રજવ એક તોલો, જાયફળ એક તોલો, જાવત્રી એક તોલો, આબાની ગોટલી એક તોલો, સુવા એક તોલો અને સુઠ એક તોલો લઇ બશેર પાણીમા નાખી ઉકાળવુ જ્યારે અડધોશેર પાણી રહે ત્યારે ગાળી લઇ તેમાથી દરરોજ ત્રણ ત્રણ કલાકે બબે ચમચા આપવાથી અતિસારના ઝાડા આઠ દીવસમા આરામ થવા માડે છે

# સંગ્રહણી થવાનું કારણ શું ?!

અતિસારના ઝાડા બંધ થઇ ગયા પછીપણ જો દરદીનો જઠરાગ્નિ મંદ રહી જાય અને ખાધેલો ખોરાક પાચન થાય નહીં છતા પણ જો ભારે અને વાયુકર્તા પદાર્થો વારવાર ખાવામા આવે તો સંગ્રહણીના ઝાડાનો રોગ લાગુ પડે છે તેના ચિન્હ પણ અતિસારના વિષયમાં બતાવ્યા પ્રમાણેજ હોય છે અને તેના ઉપાય તથા ઔષધોપચાર અને પરેજી પણ અતિસારના વિષયમા લખ્યા પ્રમાણેજ કરવા છતા પણ જો ફાયદો થાય નહીં તો નિચે લખેલા ઉપાયો અનુક્રમે અજમાવી જોવા

૧–અનુભવસિદ્ધ સંગ્રહણી કપાટ રસ–સુંઠ એક તોલો, ગળોસત્વ એક તોલો, રતાંજળી એક તોલો, વાવડીંગ એક તોલો, બીલીનો ગર એક તોલો, જાયફળ એક તોલો, મોચ રસ એક તોલો, ધાવડીના ફુલ એક તોલો, સંચળ એક તોલો અને લોધર એક તોલો અને અફીણ ત્રણ તોલા લઇ બારીક વસ્ત્રગાળ ચૂર્ણ કરી તેને આદાના રસમા એક દીવસ ઘુંટી બાજરીના દાણા પ્રમાણે ગોળી વાળવી દરરોજ ત્રણ ત્રણ ગોળી ત્રણ ત્રણ કલાકે મોળા દહીંની છાશ સાથે આપવાથી અતિસાર અને સંગ્રહણી તેના તમામ ઉપદ્રવો સહીત સાત દીવસમા સારા થવા માંડે છે

૨–ગ્રહણીનાશક ચૂર્ણ–બીલીનો ગર એક તોલો, આંબાની ગોટલી એક તોલો, ધાવડીના ફુલ એક તોલો, દાડમના છોડા એક તોલો, જાયફળ એક તોલો, જાવત્રી એક તોલો,

કપુર એક તોલો, મોચરસ એક તોલો, જીરૂ એક તોલો, શાહાજીરૂ એક તોલો, કેસર ત્રણ તોલા અને સાકર સાત તોલા લઇ બારીક વસ્ત્રગાળ કરી હરરોજ બબે આનીભારને વજને ત્રણ ત્રણ કલાકને અતરે મોળા દહીંની છાશ સાથે આપવાથી અતિસાર અને સગ્રહણીના ઝાડા તેના તમામ ઉપદ્રવો સાથે સારા થઇ જાય છે એ અનુભવસિદ્ધ ઉપાય છે દરદીને મોળા દહીંની અદર મીઠુ જીરૂ અને મરી નાખીને બનાવેલી છાશ શિવાય બીજુ કાઇજ અપવુ નહીં

૩–કડાછાલ એક તોલો, ધાવડીના કુલ એક તોલો, બીલીનો ગર એક તોલો, આબાની ગોટલી એક તોલો, જાયફળ એક તોલો, જાવત્રી એક તોલો, નરલવગ એક તોલો, અને કપુર ત્રણ તોલા લઇ બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી હરરોજ ત્રણ ત્રણ કલાકે બબે આનીભારને વજને મોળા દહીંની છાશ સાથે આપવાથી પાચે પ્રકારની સગ્રહણી સારી થઇ જાય છે દરદીને, ભાતની ધાણીની કાજી, અથવા મોળા દહીંની છાશ શિવાય બીજુ કઇજ આપવુ નહીં

૪–સગ્રહણી સજીવન અવલેહ–કડાછાલ શેર ત્રણ લાવી તેને અધખોખરી કરી સાત શેર પાણીમા નાખી ઉકાળવી જ્યારે ત્રણ શેર પાણી રહે ત્યારે નીચે ઉતારી ગાળી લેવુ પછી તેને પાછુ ઉકાળી જ્યારે માવા જેવુ જાડુ થાય ત્યારે તેમા જાયફળ, જાવત્રી, નરલવગ, તજ, તમાલપત્ર, નાગકેસર, સુઠ, મરી, પીપર, પીપળીમુળ, આબાની ગોટલી, બીલીનો ગર, ધાવડીના કુલ, એ દરેક ચીજ અકેક તોલો, અને કેસર ત્રણ તોલા લઇ સઘળી ચીજોને બારીક વસ્ત્રગાળ

ચુર્ણ કરી ઉપલા કડાછાલના ઘનમા મેળવી તેની વટાણા પ્રમાણે ગોળી વાળવી હરરોજ ત્રણ ત્રણ ગોળી ત્રણ ત્રણ કલાકે છાશ સાથે આપવાથી અતિસાર અને સંગ્રહણીનો રોગ જડમુળથીજ જતો રહે છે

દરદીને ફક્ત દહીં અને છાશ શીવાય બીજો કોઇપણ જાતનો ખોરાક આપવો નહીં

પ—ઇદ્રજવ, સુકો કુડનો, રાઇ, સુવા, અનીસુન, બીલીનો ગર, ધાવડીના ફુલ, દાડમના છોડા, જીરૂ, આબાની ગોટલી, જાબુના ઠળીયા, જાયફળ અને જાવત્રી એ દરેક વસ્તુ બબે તોલા લઈ બારીક વસ્ત્રગાળ ચૂર્ણ કરવુ તેની અદર કેશર તોલા ત્રણ બારીક વાટી મેળવી દેવુ તેમાથી હરરોજ બબે આનીભારને વજને દર ત્રણ ત્રણ કલાકે મોળા દહીંની છાશ સાથે આપવાથી સગ્રહણી અને તેના તમામ ઉપદ્રવો આરામ થવા માડે છે. દરદીને ફકત મોળા દહીંની છાશ શીવાય બીજો કાઇજ ખોરાક આપવો નહીં

સગ્રહણીના દરદીને જો, પગે, હાથે, મોઢે કે પેટપર સોજા આવ્યા હોય, પેટમા દુખાવો થતો હોય, તાવ આવતો હોય, ઉલટી થતી હોય, પાણીનો શોષ ઘણો પડતો હોય, હાફ, ઉધરસ કે હેડકી થતી હોય અથવા જે ખોરાક ખાય તે તેવાજ રૂપમા નીકળી જતો હોય તો આરામ થવાની આશા રાખવી નહીં

# અપસ્માર—( ફેફરાનો વ્યાધિ ) શાથી વળગે ?!

અપસ્માર-ફેફરૂ-મૃગીવાયુ વીગેરે નામોથી ઓળખાતો આ ભયંકર રોગ કોઇથી ભાગ્યેજ અજાણ્યો હશે આ વ્યાધિવાળાને ઓચીંતા આંખે અંધારા આવીને દર્દી ગમે તે વખતે અને ગમે તે ઠેકાણે પડી જાય છે અને તેને બીલકુલ ભાન રહેતુ નથી

વાયુ પિત્ત અને કફ એ ત્રણ દોષમાં જેનો વધારે પ્રકોપ હોય તેવા દોષનો અને તેવા ચિન્હવાળો અપસ્મારનો રોગ લાગુ પડે છે એવા દર્દીને પ્રથમ આંખે અંધારા આવે છે તેને બિલકુલ ભાન કે શકિત રહેતા નથી શરીર એકદમ ઠંડુ પડી જાય છે મોઢે ફીણ આવી જાય છે શરીર ધ્રુજે છે અને કોઇને ખેંચતાણ અને આકડી આવે છે આંખો ઉઘાડી અને ફાટેલી રહી જાય છે અને મોઢું વાંકું થઇ જાય છે કેટલાક દર્દીઓ પ્રથમ ચીસ પાડે છે અને પછી તેને ફેફરૂ આવે છે પુર્વના પ્રારબ્ધકર્મને અનુસારે લાગુ પડેલો આ પ્રાયશ્ચિતજીદ રોગ ઘણોજ ભયંકર છે અને તે કયારે થઇ આવશે તેને માટે ચોક્કસ મુદતજ નથી, કોઇને મહીને તો કોઇને પંદર દીવસે, કોઇને દર અઠવાડીએ કે દરરોજ પણ ઉપડી આવે છે

## અપસ્મારવાળાને શું આપવું ?

૧—અપસ્મારઘ્ન—શુદ્ધ કરેલો હીંગલોક તોલો એક, સુંઠ, મરી અને પીપર એકેક તોલો. નરલવંગ તોલા ત્રણ, ઘોડા

વજ તોલા ત્રણ, લસણની કળીઓ તોલા સાત અને બ્રાહ્મીના પાત્રા પાચ તોલા લઇ ખલમા બારીક ઘુટી આદાના રસમા એક દીવસ ખલ કરવો પછી તેમાથી દરરોજ બબે વાલને વજને ત્રણ ત્રણ કલાકને અતરે પાણી સાથે આપવાથી અપસ્મારના દરદીને આઠજ દીવસમા આરામ થવા માડે છે

૨—અપસ્મારાતકં ચૂર્ણ—બ્રાહ્મીના સુકા પાત્રા તોલા ત્રણ, ઘોડાવજ તોલો એક, સુઠ તોલો એક, મરી તોલો એક, પીપર તોલો એક, નરલવગ તોલો એક, અનીસુન એક તોલો, અસાળીયો તોલો એક અને ચીત્રાછાલ એક તોલો લઇ બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરવુ દરરોજ બબે આનીભારને વજને ત્રણ ત્રણ કલાકને અતરે આપવાથી અપસ્માર અને તેના તમામ ઉપદ્રવો અટકી જાય છે આ ઉપાય ચાલતો હોય તે દરમ્યાન દરદીને ખાડ, ખટાસ, અને વાયડી વસ્તુઓ આપવી નહીં

૩—અપસ્માર અવલેહ—સુઠ, મરી અને પીપર એ દરેક ચીજ અકેક તોલો, વાવડીંગ, વાપુભા, ચીતરો અને નરલવગ એ ચાર ચીજ ચાર ચાર તોલા, બ્રાહ્મી, મરેઠી અને ઘોડાવજ એ ત્રણ ચીજ ત્રણ ત્રણ તોલા લઇ ચાર શેર પાણીમા નાખી ઉકાળવુ જ્યારે અડધુ પાણી બળી જાય ત્યારે ગાળી તે પાણી પાછુ ચૂલાપર મુકી ઉકાળવુ જ્યારે જાડુ માવા જેવુ થઇ જાય ત્યારે તેમા જાયફળ, જાવત્રી અને નાગકેસર અકેક તોલો, કસ્તુરી આઠ વાલ, કેસર આઠ વાલ, અમર આઠ વાલ, સોનાના વરખ સાત વાલ મેળવી અંદર મધ શેર

અડધો મેળવી કાચની બરણીમા ભરી મુકવુ દરરોજ ચાર ચાર કલાકે અડધો અડધો તોલો પાણી સાથે આપવાથી અપસ્મા૨ અને તેના તમામ ઉપદ્રવો આરામ થઇ જાય છે

૪—અપસ્માર નસ્ય—નાકછીંકણીના પાત્રા તોલો એક, અરીઠાની છાલ તોલો અડધો, કાળા મરી ત્રણ વાલ, ઘોડાવજ આઠ વાલ અને બ્રાહ્મીના પાત્રા અડધો તોલો લાવી તેને એક શેર ગાયના ઘીમા ઉકાળી જ્યારે દરેક ચીજ બળી જાય ત્યારે કપડાથી ગાળીલઇ તે ઘી નાકમા દરરોજ સહવારે મુકવાથી અપસ્માર અને તેના તમામ ઉપદ્રવો અટકી જાય છે

૫—અપસ્મારનાશક ચૂર્ણ—તુલશીના બીયા તોલો એક, નાગકેસર એક તોલો, સુઠ એક તોલો, મરી તોલો એક, પીપર એક તોલો વાવડીંગ એક તોલો, વાપુભા તોલો એક, ચીત્રાછાલ એક તોલો, અનીસુન એક તોલો, અસાળીયો એક તોલો, નરલવ ગ તોલો એક અને સુકો કુદનો તોલા ત્રણ અને બ્રાહ્મીના પાત્રા તોલા ત્રણ લાવી ખાડી બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી તેમાથી બએ આનીભાર દર ચાર ચાર કલાકે પાણી સાથે આપવાથી અપસ્માર, ઉન્માદ તેમજ હીસ્ટીરીયા વીગેરે મગજ સબધી રોગો નાબુદ થઇ જાય છે

## અમ્લપિત્તનો વ્યાધિ શાથી વળગે ?!

ટાઢા અને વાસી બગડેલા પદાર્થોનુ વારવાર સેવન કરનારને, એક વખત ગધેલુ અનાજ બીજી વખત ઉન્હુ કરી હમેશા ભક્ષણ કરનારને, અતિશય ગરમાગરમ મસાલા

વાળા પદાર્થો વારવાર સેવન કરનારને, ભુખ લાગેલી હોવા છતા ચા વગેરે વ્યસનની ચીજો પીવાની ટેવવાળાનુ પાચન કરનારૂ પીત્ત બગડી જઈ હોજરીને બગાડી દઇ અમ્લપીત્તનો રોગ ઉત્પન્ન કરે છે દરદી કાઇપણ ખાયપીએ કે તરતજ તેનુ પીત્ત થઇજઇ ઉલટીવાટે બહાર નીકળી જાય છે છાતીમા દાહ બળે છે અને ગળામા ગરથઇ બળે છે. ખાધેલો ખોરાક પાચન થઇને નવુ લોહી બનવુ જોઇએ તે બીલકુલ બનતુ નથી અને દીનપરદીન શરીરમા સુસ્તિ અને નબળાઇ વધતી જાય છે. આ રોગવાળાને જ્યારે તાવ અને ઉધરસ અતિશય ઉપડી આવે છે ત્યારે આ રોગ અસાધ્ય થઇ જાય છે આ રોગવાળાને જ્યાસુધી રોગ મટે નહીં ત્યા સુધી મોસંબીલીંબુનો રસ અને દુધ શિવાય બીજો કોઇ પણ જાતનો ખોરાક આપવો નહીં

## અમ્લપિત્તવાળાને શું આપવું ?!

૧–અમ્લપીત્તાકુશ અવલેહ–ભુરૂકોહળુ ત્રણ શેર લઈ તેના છાલ, બીયા વગેરે સઘળુ કાઢીનાખી કટકા કરી પાણીમા બાફવુ, બફાઇ જાય ત્યારે કપડામા નાખી તેનો તમામ રસ નીચોવી લેવો અને કુચા ફેંકી દેવા નીચોવી લીધેલા રસને પાછો ચુલાપર મુકી ઉકાળી જાડુ માવા જેવુ થાય ત્યારે તેમા નીચે લખેલા વસાણાનુ બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી નાખવુ

કમળકાકડીની મીંચ અ ક્કરની લીલી જીભ કાઢી નાખેલી તોલા ત્રણ, ભાતની ધાણી ત્રણ તોલા, બોરના ઠળીયાની

અકરની મીંચ બે તોલા, મોરપીંછની બાળેલી રાખ ત્રણ તોલા, તજ, તમાલપત્ર, નાગકેસર અને એલચી એ દરેક ચીજ અકેક તોલો, પીપર, પીપળીમુળ અને લવંગ બબે તોલા તથા જાયફળ અને જાવત્રી ચાર ચાર તોલા લઇ બારીક વાટી વસ્ત્રગાળ કરી ઉપલા માવામા તમામ મેળવી દેવુ પછી તેમા સાકર શેર અડધો તથા મધ શેર અડધો નાખી કાચની બરણીમા ભરી મુકવુ દરરોજ અમ્લપીત્તના દરદીને અકેક તોલો ચાર ચાર કલાકના અંતરે ખાવા માટે આપવાથી અમ્લપીત્ત અને તેના તમામ ઉપદ્રવો આરામ થઇ જાય છે. એ અનુભવસિદ્ધ ઉપાય છે

૨–અમ્લપિત્તાષ્ટક ક્વાથ–સુંઠ, ગળો. પીતપાપડો, કોલમ. મુગ ધીવાળો, કપુરકાચલી, પટોલપત્ર અને વાપુભા એ હરેક ચીજ અકેક તોલો લઇ તેને અધખોખરા કરી તેના ચાર ભાગ કરવા દરરોજ અકેક ભાગ એક શેર પાણીમા ઉકાળી પાશેર રહે ત્યારે ગાળી તેના ત્રણ ભાગ કરી ચાર ચાર કલાકે અકેક ભાગ આપવાથી અમ્લપીત્તની ઉલટી તથા તેના તમામ ઉપદ્રવો સારા થઇ જાય છે એ અનુભવસિદ્ધ ઉપાય છે

૩–અમ્લપિત્ત ઉપર પાક–લીલા નાળીયરના કોપરાની છીન શેર એક લઇને તેમાનુ પાણી નીચોવી નાખી તેને ઘીમા સાતળવી પછી તેમા ધાણા, ખસખસ, જીરૂ, તમાલપત્ર, તજ, નાગકેસર, એલચી એ દરેક ચીજ અકેક તોલો લઇ બારીક વસ્ત્રગાળ કરી ઉપલી નાળીયરની છીનમા મેળવી દેવુ

પછી સાકર શેર દોઢની જાડી ચાસણી કરી તેમાં સઘળુ મેળવીદઇ ઠારીદઇ તેના કકડા પાડવા દરરોજ બબે તોલા ચાર ચાર કલાકને અંતરે આપવાથી અમ્લપિત્તનો ઉછાળો અને ઉલટી બંધ થઇ જાય છે પીવામા દરદીને લીલા નાળીયરનુ પાણીજ પીવા આપવુ

આ ઉપાય જ્યાસુધી ચાલે ત્યા સુધી દરદીને અનાજ બીલકુલ આપવુ નહીં ફક્ત દુધ અને ભાતની ધાણીની કાંજી આપવી

૪–અમ્લપિત્તાતક ચૂર્ણ–સુઠ મરી, પીપર, એલચી, નાગરમોથ અને હરડા બેહેડા, આમળા એ દરેક ચીજ એકેક તોલો, સુગંધીવાળો, કમળના ફુલના કેસર, નાગકેસર, જીરૂ, શાહાજીરૂ અને વાવડીંગ એ દરેક ચીજ બબે તોલા અને સાકર સાત તોલા લઇ બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરવુ. દરરોજ બબે આનીભારને વજને ચાર ચાર કલાકને અંતરે પાણી સાથે આપવાથી અમ્લપિત્તની ઉલટી તમામ ઉપદ્રવો સાથે આરામ થઇ જાય છે

૫–અમ્લપિત્તપર અવલેહ–કેસર, કસ્તુરી અને બરાસ કપુર એ ત્રણે ચીજ ચાર ચાર વાલ. સુંઠ, મરી, પીપર, પીપળીમુળ એ દરેક ચીજ આઠ આઠ વાલ, વાસકપુર, એક તોલો અને સુગંધીવાળો બે તોલા લઇ બારીક ચૂર્ણ કરી તેને મધમા મેળવી ચાટવાજેવુ કરવું તેમાથી દરરોજ અડધો અડધો તોલો ત્રણ ત્રણ કલાકના અંતરે નાળીયરના પાણીસાથે આપવાથી અમ્લપિત્ત અને તેની ઉલટી આરામ થઇ જાય છે

# અરૂચીનો ઉપદ્રવ અને તેનો ઉપાય.

પેટમા અતિશય ભુખ હોવા છતા પણ મોઢાનો સ્વાદ બગડેલો હોવાથી ખોરાક ખાવા ઉપર અભાવ ઉત્પન્ન થાય છે એટલુજ નહીં પરતુ કોઇપણ વસ્તુનો સ્વાદ સારો લાગતો નથી અને મોઢામા ફીક આવ્યા કરે તેને અરૂચી કહે છે. આવા અરૂચીના વ્યાધિ ઉપર નિચે મુજબ ઉપાયો અજમાવી જોવા

૧–અરૂચીહર ચૂર્ણ–સુઠ, મરી પીપર, પીપળીમુળ, દાડમની છાલ, સચળ, સીંધવ, જીરૂ શાહાજીરૂ, અજમો અજમોદ, અનીસુન, સુકો ફુદનો અને એલચી એ દરેક ચીજ અકેક તોલો અને નવસારખાર ફુલવેલો આઠ તોલા લઇ બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી દરરોજ બબે આનીભારને વજને ત્રણ ત્રણ કલાકે પાણી સાથે આપવાથી અરૂચી અને તેના તમામ ઉપદ્રવો આરામ થઇ જાય છે ખોરાકમા દરદીને ફક્ત મગનુ પાણી, છાશ અને મોસબીલીંબુ શિવાય બીજુ કાઇજ આપવુ નહીં.

૨–રૂચીકારક અવલેહ–સુઠ, મરી, પીપર, જીરૂ, શાહાજીરૂ, અજમો, અજમોદ, અનીસુન, સુકો ફુદનો, સીંધવ એ દરેક ચીજ અકેક તોલો લઇ બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી તેમા કાળી દરાખ કળીયા વગરની દશ તોલા લઇ બારીક પીશી તેમા ઉપલુ ચૂર્ણ મેળવી ચાટવા જેવો અવલેહ તેની અદર લીંબુનો રસ તોલા ત્રણ મેળવી દઇ કરવો તેમાંથી દરદીને દીવસમા ત્રણ વખત ચાર ચાર કલાકને અંતરે અકેક

તોલો આપવાથી અરૂચી અને તેના તમામ ઉપદ્રવો આરામ થઇ જાય છે

દરદીને છાશ, મોસબીલીંબુ અને રૂચીકારક પદાર્થો ખાવા આપવા

૩—અનીસુન, નરલવંગ, તજ, તમાલપત્ર, નાગકેસર, એલચી, સુંઠ, મરી, પીપર, તુલશીના બીયા એ દરેક ચીજ બએ તોલા અને સીંધવ ચાર તોલા લઈ બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી તેમાંથી બએઆનીભારને વજને ચાર ચાર કલાકે પાણી સાથે આપવાથી અરૂચી અને તેના તમામ ઉપદ્રવોનો અંત આવી જાય છે દરદીને જેમ જેમ રૂચી ઉત્પન્ન થાય તેમ તેમ રૂચીકારક પદાર્થો ખાવા આપવા વાયુકર્તા તેમજ ભારે ખોરાક આપવો નહીં

## અર્ષ—મસાનો રોગ કેમ મટે?!

અતિશય ગરમ પિત કરનારા પદાર્થો તેમજ અતિશય ઠંડા અને વાયુ કરનાર વસ્તુઓનું સેવન કરનારને તેમજ હંમેશા મિષ્ટાન પદાર્થોનું સેવન કરનારને વાતાદિ દોષો દુષિત થઇને ચામડી, લોહી અને ચરબીને બગાડી મળદ્વારની અંદર અથવા બહાર આજુબાજુ હરસમસાના રોગને ઉત્પન્ન કરે છે આ રોગને વૈદકશાસ્ત્રમાં છ પ્રકારનો ગણેલો છે તેમાં જે મસામાથી લોહી પડે તેને રકતાર્ષ એટલે દુઝતા અર્ષ કહે છે. બીજા કેટલાકમાં અસહ્ય બળત્રા અને કેટલાકમાં અતિશય દુખાવો થાય છે મળ સુકાઈ જવાથી ઝાડો કબજ રહે છે અને ઝાડાને માટે જોર કરવા જતા મસા છોલાઇ

લોહી પડે છે લોહી નીકળી ગયા પછી મસા ઘણે ભાગે નરમ પડે છે અને પાછુ લોહી ભરાય છે કે ઘણીજ વેદના થવા માડે છે, જઠરાગ્નિ મદ પડી જાય છે. અને પેટ ચઢેલા જેવુ રહે છે પીશાબ ઘણોજ કમતી ઉતરે છે કેટલાકને મળદ્વાર આગળ ખજવાળ આવે છે અને અતિશય લોહી જવાથી શરીર દીનપરદીન પીળુ પડી જાય છે અને નબળાઇ આવી જાય છે અને હાથે પગે અને મોઢે થોથર આવે છે અને દરદીને પોતાની જીદગી કંટાળા ભરેલી અને નકામી લાગે છે

મસાવાળા દરદીને હમેશા નરમ અને સાફ ઝાડો આવે એવા ઉપાય કરવા અને ખોરાકમા જેમ બને તેમ હલકા અને પ્રવાહી પદાર્થોજ આપવા હરસમસાના દરદીઓને નિચે મુજબના ઉપાયો અનુક્રમે કરવા

૧–મળસારક ચૂર્ણ–જેઠીમધના મુળીયા ચાર તોલા સોનામકીના પાત્રા ત્રણ તોલા, હીમજીહરડે બે તોલા, ગુલાબના ફુલ બે તોલા, વરીયાળી એક તોનો અને સાકર સાત તોલા લઈ બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી તેમાથી દરરોજ અડધો અડધો તોલો મધમા મેળવીને આપવાથી મસાના દરદીના મળ સુકાઈ જતો નથી અને ઝાડો નરમ અને સાફ આવી જાય છે

૨–સફેદ તલ તોલા ત્રણ, સુખડના વહેર એક તોલો, ચીનીકબાલા તથા નાગકેસર અકેક તોલો અન સાકર સાત તોલા લઈ બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી દરરોજ ચાર ચાર વાલને વજને ત્રણ કલાકે એક તોલા માખણમા મેળવીને

આપવાથી દૂઝતા અર્શમાથી પડતુ લોહી તાબડતોબ બધ થઈ જાય છે.

૩–વળવળતુ સુકવેલુ સુરણ ત્રણ તોલા, કાળા તલ એક તોલો, ચીત્રાછાલ એક તોલો, સુઠ, મરી, નાગકેસર અને સુખડનો ભુકો એ દરેક ચીજ અકેક તોલો અને સાકર સાત તોલા લઇ બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી દરરોજ બબે આનીભારને વજને ચાર ચાર કલાકને અતરે પાણી સાથે આપવાથી લોહીવાળા અગર લોહી વગરના મસા મરી જઇ ખરી પડે છે આ અનુભવસિદ્ધ ઉપાય છે

૪–પીત્તના પ્રકોપવાળા ગરમીના મસા કે જેમા અતિશય બળત્રા થાય છે તેનો અકસીર ઇલાજ—લીંબડાની લીંબોડી એક તોલો, લીમડાની અતર છાલ એક તોલો, લીમડાના પાત્રા એક તોલો, લીમડાના મુળીયા એક તોલો અને લીમડાના ફુલ એક તોલો અને કાળા મરી ત્રણ તોલા લઇ તેને બારીક વાટી લીમડાના પાણીમા ઘુટી ચણીબોર જેવડી ગોળી વાળવી દરરોજ ત્રણ ત્રણ ગોળી ચાર ચાર કલાકને અતરે પાણી સાથે આપવાથી તમામ જાતના મસા મુળથી જતા રહે છે આ ઉપાય ચાલે ત્યાસુધી દરદીને દુધને ભાત શીવાય બીજુ કાઇજ આપવુ નહી

૫–અર્શાતક–ઇદ્રજવ એક શેર લઇ કપડામા પોટલી બાધી ગાયના દુધ શેર આઠમા ઉકાળવુ જ્યારે બધુ દુધ બળી જાય ત્યારે પોટલી કાઢી લઇ ઇદ્રજવને સુકવી બારીક વસ્ત્રગાળ ચૂર્ણ કરવુ તેમા નવસાર અને વળવળતુ સુરણ સુકવેલુ ચાર ચાર તોલા અને કાળા મરી એક તોલો લઇ

બારીક વસ્ત્રગાળ ચૂર્ણ કરી ઉપલા ઇંદ્રજવના ચુર્ણ સાથે મેળવી દેવું. તેમાથી દરરોજ સહવાર સાજ બે વખત ચાર ચાર આનીભારને વજને પાણીસાથે આપવાથી અર્ષ-મસા મરી જઇ જડમુળથી ખરી પડે છે દરદીને ખોરાકમા ફક્ત મીઠુ નાખેલી તુવરની દાળ અને ઘઉની રોટલી શીવાય બીજું કાઇજ આપવુ નહીં આ ઉપાય આબાદ અને અનુભવસિદ્ધ છે.

# અંતરગળ ઉતરવાના કારણો અને તેના ઉપાય શું ? !

અતિશય વાયુ ઉત્પન્ન કરનારા પદાર્થોનુ વારવાર સેવન કરવાથી લગોટ-કછોટ પહેર્યા શિવાય અતિશય દોડવાથી, ઉંચેથી કુદવાથી કે કસરત કરવાથી કે પડીજવાથી અથવા અતિશય પાણીમા તરવાથી અથવા નસોમા વાયુ કે પાણી ભરાઇ જવાથી, અતિશય સ્ત્રીનુ સેવન કરવાથી તથા પેટ અને પેઢુના આતરડાને જોર પડે એવી મહેનત કરવાથી શરીરમા વધી ગયલો વાયુ કે રસ કોથળીની નસોમા ઉતરી દુખાવો, સોજો અને શુળ ઉત્પન્ન કરે છે અદરની નસોને જાડી કરી વૃષણુના અને ચામડીના કદમા વધારો કરે છે અને તેની સાથે સખત દુખાવો થાય છે.

કોથળીમા પાણી ઉતરવાથી કે નસોમા વાયુ ભરાઇ જવાથી અથવા રસ કે લોહી ઉતરવાથી દરદ ઉત્પન્ન થાય કે તરત જો તેની કાળજી રાખી યોગ્ય ઉપાયો કરવામા નહીં

આવે તો તેની ચરબી બધાઇ જઇ તે સખત ગાઠના રૂપમા થઇ જાય છે. તે ગાઠ હરઘડીએ વધઘટ થઇ નાહની મોહટી થાય છે અગર વધ્યાજ કરે છે તેની સાથે તાવ, ઉલટી વીગેરે અનેક ઉપદ્રવો ઉત્પન્ન થાય છે.

૧–અતગ્ગગના દરદીને હમેશા પેટ સાફ આવે એવુ ઔષધ આપવુ જોઇએ અને ઝાડાને માટે જોર કરવુ પડે નહીં એવી સારક દવા પ્રથમ શરૂ કરવી ખોરાકમા જલદીથી પાચન થઈ જાય એવો હલકો અને પ્રવાહી પદાર્થ આપવો

૨–સારક વિરેચન–કુવાડીયાના બીયા બે તોલા, સુંઠ, નિસોતર, હરડાદળ, બેહેડાદળ, આમળા અને સોનામકીના પત્રા એ દરેક ચીજ બબે તોલા અને સાકર સાત તોલા લઇ ખાડી બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી તેમાથી દરરોજ પાવલીભારને વજને મધ સાથે આપવાથી પેટ સાફ અને નરમ આવે છે દરદીને ઝાડાને માટે જોર કરવું પડતું નથી અને દીનપરદીન રસ અને વાયુ કમની થવા માડે છે

૩–અતગ્ગગહર લેપ–નગોડના પત્રાનો રસ, કાગીયા સરસના પાત્રાનો રસ, પીલવણુના પાત્રાનો રસ અને લીલી હળદરનો રસ એ દરેક ચીજ પાશેર પાશેર મેળવી તેમા કાળુ કોલમ તથા એળીઓ પાશેર પાશેર નાખી ઉકાળવું જ્યારે ચોપડના જેવુ જાડુ થાય ત્યારે નીચે ઉતારી અતર ગળ ઉપર લેપ મારી ઉપર રૂ લગાડી લગોટ બાધવો એવી રીતે આઠ લેપ લગાડવાથી અતરગળ ઓછો થવા માડે છે આ અનુભવસિદ્ધ ઉપાય છે

૪-બીજો લેપ-હીંગ એક તોલો, એળીયો ત્રણ તોલા, સેરંલીઆન ત્રણ તોલા, ગુગળ ત્રણ તોલા, બોળ ત્રણ તોલા, અને સોનાગેરૂ ત્રણ તોલા લઇ લીલી હળદરના રસમાં મેળવી ખદખદાવી ચોપડી ઉપર રૂ લગાડી લંગોટ પહેરવાથી અંતરગ્.ળ ઓછો થઇ જાય છે.

૫-આતરડામા વાયુ ભરાવાથી આતરડું ફુલી દરદ થતુ હોય તેને-સુઠ, હીંગડો, સચળ, પીપળીમુળ અને કુંવાડીયાના બીયા સરખે વજને લઇ ખાંડી બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી દરરોજ બબેઆનીભારને વજને પાણી સાથે સહવાર સાજ બે વખત આપવાથી આતરડાનો તમામ વાયુ નીકળી જઇ દરદ દુર થઇ જાય છે.

# આંખના દરદો અને તેના ઉપાય

આખ જેવુ અમુલ્ય રત્ન દુનિયામા બીજુ એક પણ નથી. જેનાથી આખે દેખી શકાતુ નથી તેની જીદગી કટાળારૂપ લાગે છે આવી અમુલ્ય રત્નરૂપ આખનુ હમેશા કાળજીથી રક્ષણ કરવુ જોઇએ તેને બદલે અત્યત બેદરકારીપણે વર્તવાથી નેત્ર સબધી અનેક વ્યાધિઓ ઉત્પન્ન થતા જોવામા આવે છે સાધારણ આખ આવવી એને માટે તો ભાગ્યેજ કોઇ અજાણ્યુ હશે. અતિશય તડકામા ખુલ્લે પગે અને છત્રિ વિના માથાપ ઘણી ગરમી લાગે એવી રીતે મુસાફરી કરવાથી, આખમા કચરો, ધુળ કે એવી બીજી બાહારની કોઇ વસ્તુ જવાથી, રાત્રે હમેશા ઉજાગરો કરવાથી, ચ્યાસલેટ કે ગરમી કરે એવા બીજા કોઇપણ જાતના દીવાના

અજવાળાવઞે વાચવાથી, બારિક વસ્તુને હંમેશા આખ ખેચીને જોયા કરવાથી, અતિશય તેલ મરચા કે ગરમાગરમ મરીમસાલાવાળા પદાર્થો વારંવાર ખાવામા આવવાથી, દારૂ વિગેરે માદક પદાર્થોનુ સેવન કરવાથી આખ ચઢીઆવી દુખવા આવે છે, આવી રીતે આખ દુખવા આવવાના બે વિભાગ પાડવામા આવ્યા છે ૧—સાદી સાધારણ આખ આવવી અને બીજી સખત દાહયુક્ત આખમા પાક થઇને દુખવા આવવી. સાધારણ આખ દુખવા આવવાથી પ્રથમ આખ રાતી થઇ આવે છે, અજવાળુ સહન થઈ શકતું નથી આખમાથી પુષ્કળ પાણી ગળે છે અને આખ ચોટી જાય છે પીળા પરૂ જેવા ચીપડા આવે છે, અને જેમ કાકરો ખુચ્યા કરતો હોય તેમ ખટકયા કરે છે. આખની પાપણો પર સોજો આવે છે, આખના પાળાપર ખીલ વધી જાય છે દુખવા આવેલી આખનો ચેપ બીજી સારી આખને લાગવાથી તે પણ દુખવા માડે છે

કેટલીક વખતે આખના ડોળાપર લોહી ઉતરી આવે છે અને આખો ડોળો લાલચોળ થઇ જાય છે અને આખમાથી ગરમ પાણી ગળ્યા કરે છે, કેટલાકને આખમા ખજવાળ આવે છે અને કેટલાકને બળત્રા બળે છે આવી રીતે આખ આવવાનો વાવર ઘણી વખતે કુદરતી રીતે પણ નીકળી આવે છે, ત્યારે સંખ્યાબંધ આદમીઓ એ રોગનો ભોગ થઇ પડે છે. નાના બાળકોમા એ વ્યાધિ ઝપાટાબંધ ફેલાઇ જાય છે, આવી રીતની દુખવા આવેલી આખ જો ઘણા દીવસ સુધી બાધની બંધ રહે અને અંદર હવા તથા અજવાળુ જાય

નહીં તો આંખના ડોળાના કાળા ભાગપર સફેદ છારી આવી જાય છે અગર ફુલું પડી જાય છે

જીવજંતુ કે એવી બહારની કોઈપણ વસ્તુ આંખમાં પડવાથી પણ આંખો ડોહોવાઈને રાતી થઈ સુજી આવે છે આવી બહારની વસ્તુ અંદર જતી અટકાવવાનું કામ આંખની બને પાંપણો રક્ષણકર્તા હોવાથી ઘણી સારી રીતે બજાવે છે.

ઘણીજ સખત આંખ દુખવા આવવાના ચિન્હ અને તેની પીડા ઘણીજ સખત હોય છે આંખ તદન પાકી ગઈ હોય એવા પીળા પરૂ જેવા ચીપડા પુષ્કળ નીકળે છે, અજવાળું બીલકૂલ સહન થઈ શકતું નથી અને આંખ બંધની બંધ રહે છે આ વ્યાધિ ખરેખરો સખત ચેપી હોય છે ઉપદંશાદી ચેપી અને ગરમીના વ્યાધિના ચેપથી એ વધારે લાગુ પડતો જોવામાં આવે છે

શરીરને અવગુણકર્તા પદાર્થોનો ખાવાપીવામાં અતિશય ઉપયોગ કરવાથી આ વ્યાધિ લાગુ પડી આંખના પોપચા સુજી આવી અંદરથી ચીકણું પાણી કે પરૂ જેવી પીળા રંગની રસી નીકળવા માંડે છે આંખના ડોળા ઉપર એટલો બધો લોહીનો ભરાવો થઇ જાય છે કે અંદર ઘણીજ પીડા અને ખટકો ઉપડી આવે છે અને ડોળાના કાળા ભાગ ઉપર પણ લોહીનો ભરાવ થઇ જવાથી બીલકુલ જોઇ શકાતું નથી વખતે કોઇવાર તે જગાપર ચાંદુ પણ પડી આવે છે આ દરદમાં એવી સખત પીડા થાય છે કે દરદીને રાત દિવસ ઉંઘ આવતી નથી દરદીને અંધારામાં એમી રહેવાનું વધારે ગમે છે તે જો બળાત્કારે અજવાળામાં જોવા માટે

આખ ઉઘાડે છે તો તરત એકદમ આખમાથી પાણી નીકળવા માડે છે. આંખ આગળ પડદો રાખવો પડે છે તેનાથી બીલકુલ દેખાતું નહીં હોવાથી તેને દોરીને લઇ જવો પડે છે આ દરદવાળાને એક આખમા દરદ થતુ હોય છતાપણ તે બીજી આખ બધનીબધ રાખે છે કારણ કે દરદ વગરની આખ ઉઘાડીને જોવા જાય તો દરદવાળી આખમા અત્યત પીડા ઉપડી આવી પુષ્કળ પાણી નીકળવા માડે છે

## આંખના દરદીને શું ઉપાય કરવા ? !

૧–અજમો એક તોલો અને ફુલવેલી ફટકડી બે આનીભાર લઇ તેને એક વાલ અફીણના પાણીમા પલાળી કપડામા પોટલી બાધવી પછી તે પોટલીને ઠીકરાની ઠીબપર મુકી ગરમ કરી તે પોટલીથી આખની આજુબાજુ સહન થઇ શકે એવો નરમ શેક કરવો તેથી દુખવા આવેલી આખ નરમ પડી અદર થતુ દરદ દુર થવા માડે છે

૨–એરડાના પાત્રા, અજમો અને આમળા એ ત્રણે ચીજો સરખે વજને લઇ તેને બારીકવાટી તેની કપડામા પોટલી બાધી ઉપર પ્રમાણે શેક કરવાથી આખની અદર થતી તમામ પીડા ઓછી થઇ જાય છે .

૩–બેહેડાંની છાલ, બાવળીયાની પાલી અને રસવતી એ દરેક ચીજ સરખે વજને લઇ બારીક વાટી તેને કપડામા પોટલી બાધી ઉપર પ્રમાણે શેક કરવાથી આંખમા થતુ દરદ દુર થવા માડે છે

૪–રસવતી, હાથીદાતનો વેહેર અને લોધર એ ત્રણે ચીજો સરખે વજને લઈ બારીક વાટી પાણીમા મેળવીને આખની આગળ પાછળ લેપ કરવાથી આખમાની ગરમી ઓછી થઇ જઇ દરદ દુર થવા માડે છે

૫–બેહેડાની છાલ, રસવતી, લોધર અને ફુલવેલી ફટકડી સરખે વજને લઇ બારીક વાટી પાણીમા મેળવી આખની આગળ પાછળ લેપ કરવાથી આખની અદરનો સોજો તેમજ રતાસ અને ખટકો ખચીતજ દૂર થવા માડે છે

૬–નેત્રાજન–ખાપરીયુ બેઆનીભાર, ખરા મોતીની ભસ્મ એક તોલો, ફુલવેલી ફટકડી એકઆનીભાર, ફુલવેલો ટકણખાર એકઆનીભાર તથા બરાસકપુર બે તોલા લઈ ખલમા બારીક પીસી સુરમા જેવુ કરી સીસાની સળીથી આખમા આજવાથી આખની તમામ પીડા અને દરદ દુર થવા માડે છે એ અનુભવસિદ્ધ છે

૭–જો દરદીને આગગ ગરમીનો ઉપદશાદિક વ્યાધિ થયો હોય અને તેની વિક્રિયાથી આખનો વ્યાધિ વળગ્યો હોય તો આખમા આજવાની દવાની સાથે ઉપદશના પ્રકરણમા લખેલા ઔષધો ખાવામા પણ આપવાથી વિશેષ ફાયદો માલમ પડે છે ખાવાપીવામા ગરમ ચીજની સખત પહરેજી પળાવવી

# મગજ અને આંખમાં ગરમી વધવાથી ઉત્પન્ન થતા વ્યાધિઓ.

આખના પોપચા અને પાપણોમાં ગરમી વધવાથી આખના કેટલાક વ્યાધિઓ ઉત્પન્ન થાય છે, આખની બને પાપણોમા ગરમી વધવાથી પોપચાની અદરના ભાગમા પાળાઓપર ચેળ આવવા માડે છે, પછી અદર લોહી ઉતરી આવી ખીલ ઉપડી આવે છે અગર ઝીણી ઝીણી ફોડકીઓ થઇ આવે છે આ ખીલ અતિશય ખટકે છે, આખ દુખે છે અને પુષ્કળ પાણી ગળવા માડે છે. આખના ડોળા સાથે વારવાર ખીલ ઘસાવાથી લોહી ઉતરી આવી આખ લાલચોળ થઇ જાય છે અને વખતે ડોળાના કાળા ભાગપર ફુલુ પણ પડી આવે છે, આખના ખીલવાળા દરદીને ઘણી વખતે ડોળા સાથે ખીલ ઘસાવાથી અગર આખ બધની બધ રહેવાથી કાળા ડોળાપર ફુલુ પડી આવવા વધારે સભવ છે તેમજ અતિશય અધારાવાળી અને ભેજવાળી જગ્યામા ગોધાઇ રહેનારને તેમજ ઘણા ગરમાગરમ મરીમસાલા, તેલ, મરચા વિગેરે દાહક પદાર્થોનુ સેવન કરનારને અને નિશાવાળી માદક ચીજો ખાનારપીનારને પણ વારવાર ખીલ ઉપડી આવવાનો સભવ હોય છે ખીલવાળા દરદીઓની આખ ઘણેભાગે ચુ.ખળી હોય છે. આવી આખવાળા દરદીને નિચે મુજબ ઉપાયો ચાલુ કરવા

૧—નેત્રાજન ગોળી—ફુલવેલી ફટકડી એક વાલ, ફુલવેલો ટકણખાર એક વાલ, ફુલવેલો મોરથુથુ ત્રણ વાલ અને શુદ્ધ

કરેલુ ખાપરીયુ સાત વાલ લઇને તેને બારીક પીસી લીંબુના રસમા ગોળી વાળી સુકવી રાખવી. આ ગોળી પાણીમા ઘસી ખીલવાળા દરદીને આખમા આજવાથી આખના પોપચાનો સોજો અને ઉપડેલા ખીલ બેસી જાય છે.

૨–લાલ ખાપરીયાને પાણીમા ઘુટી તે પાણી ઠરવા દેવું પછી ઉપરથી નિતર્યું પાણી લઈ તેને ઉકાળી સુકવી નાખી જે ખાપરીયુ રહે તેને હરડા બેહેડા અને આમળાના પાણીમા ઘુટવુ પછી તેમા ચીનીકબાલા ફુલવેલી ફટકડી, ફુલવેલો મોરથુથુ અને ફુલવેલો ટકણખાર એ દરેક ચીજ ત્રણ ત્રણ વાલ અને બરાસકપુર અડધો તોલો મેળવી બારીક ઘુટી સુરમા જેવુ કરવુ તેમાથી ખીલવાળા દરદીને સીસાની સળીથી આખમા આજવાથી આખમા ઉપડેલા ખીલ, રતાસ અને ગરમી દૂર થઇ જાય છે

# આંખે ઝાખું દેખાવું.

આખના કેટલાક રોગોનુ આ પણ એક ખાસ ચિન્હ છે. આખના કાળા ડોળાપર સફેદ છારી વળવાથી પણ ઝાખુ દેખાય છે તેમજ મગજે અતિશય ગરમી ચઢી જવાથી, આખ રાતી થઇ આવવાથી પણ ઝાખુ દેખાય છે. આખે ઝાખ આવવાથી કોઇપણ ચીજ સ્પષ્ટપણે જોઇ શકાતી નથી એટલુજ નહી પણ આખ આગળ આડો પડદો હોય અને જાળા બધાતા હોય તેમ આખો દીવસ અણુખત લાગ્યા કરે છે ઝાળફનો રોગ થવાથી પણ આંખે ઝાખ આવી જાય છે અને તેની પીડા થવા ઉપરાત ફકત આખ આગળ

ધુમાડાના ગોટાજ દેખાયા કરે છે અને દરેક ચીજ ધુમાડાથી ભરેલી હોય એવો ભાસ થાય છે.

ઝાખવાળા દરદીને અતિશય ગરમ ચીજો ખાવાપીવાની સખત પહરેજી પળાવવી ઉજાગરો કરવા દેવો નહીં, તેમજ મગજે અને આખે ગરમી વધે એવા આહાર વિહારાદિકનો ત્યાગ કરાવવો જોઇએ, ઝામરવાનો રોગ ઘણોજ ભયંકર આખનો વ્યાધિ છે આ રોગથી માથામા અને આખમા અસહ્ય પીડા થાય છે જેથી દરદીને ખાવાપીવાનુ પણ ભાન રહેતુ નથી અને દુખાવાને લીધે બુમ બરાડા પાડયા કરે છે, આ રોગ મોટી ઉમરનાનેજ ઘણે ભાગે માલમ પડે છે તે ઘણે ભાગે જુવાનીમા ઝાઝો જણાતો નથી પરતુ ઘડપણમાજ ઘણાને દુખ દે છે તે પુરૂષ કરતા સ્ત્રીઓમા વધારે થતો જોવામા આવે છે, આખે બીલકુલ જોઇ શકાતુ નથી આ રોગ ઘણોજ ભયકર છે તે ભાગ્યેજ કોઇને સારો થાય છે નહીં તો થોડાજ દીવસમા આખે અધાપો આવે છે

૧–હરડાની છાલ એક તોલો, બેહેડાની છાલ બે તોલા, અને આમળા ત્રણ તોલા લઇ તેને રાત્રે શેર પાણીમા પલાળી સહવારે પાણી ગાળી લઇ તે પાણીની આખમા છાલક દરરોજ મારવી

૨–શખભસ્મ, બેહેડાની છાલ, હરડાની છાલ, મનસીલ, પીપર, મરી, ઉપલેટ અને ઘોડાવજ એ સરખે વજને લઇ બકરીના દુધમાં ઘુટી ગોળી વાળવી તે ગોળી પાણીમા ઘસી આખમા આજવાથી ઝામરની વેદના ઓછી થાય છે

૩–હરડાદળ એક તોલો, બેહેડાદળ બે તોલા અને આમળા ત્રણ તોલા લઇ તેને શેર પાણીમાં ઉકાળી પાશેર રહે ત્યારે પાણી ગાળી લઇ તે પાણીને એક શેર ઘીમા નાખી ઉકાળવુ જ્યારે પાણી બળીજઇ એકલુ ઘી રહે ત્યારે ગાળી લેવુ આ ઘી ઝામરવાળાને હરરોજ એક તોલો ખાવામા આપવાથી ઝામરની પીડા જતી રહે છે

૪–લાલ ખાપરીયુ ચાર તોલા લઈ બારીક વાટી પાણીમા ઘુટવુ પછી ઠરવાદઈ ઉપરથી નિતર્યું પાણી ગાળી લઇ તે પાણી બાળી નાખવુ. પછી જે ખાપરીયુ રહે તેમા ફુલવેલી ફટકડી એક તોલો ફુલવેલો મોરથુથુ એક તોલો, ફુલવેલો ટકણખાર એક તોલો અને બરાસકપુર અડધો તોલો લઇ સઘળાને બારીક ઘુટી સુરમા જેવુ કરી આખમા આજવાથી ઝામરની પીડા ધીમે ધીમે ઓછી થવા માંડે છે

૫–કાસાજન એક તોલો, ફુલવેલી ફટકડી એક તોલો, ફુલવેલો મોરથુથુ એક તોલો, ફુલવેલો ટકણખાર એક તોલો, અને બરાસકપુર અડધો તોલો લઈ તેને લીંબુના રસમા ઘુટી ગોળી વાળી સુકવી પાણીમા ઘસીને આજવાથી ઝામરની વેદના અને ઝાખ જતી રહે છે

## ઉચકી–હેડકી ઉપડવાનું કારણ શું ?!

વાયડા અને વાસી તેમજ અતિશય પાચન થવામા ભારે પદાર્થોનુ વારવાર સેવન કરવાથી, શિતળ ખાનપાનથી, અજીર્ણ ઉત્પન્ન થવાથી કે ઝાડો કબજ થવાથી મલાશયનો

વાયુ રોકાઇ જવાથી અથવા જઠરાગ્નિ મંદ પડીજવાથી પકવાશયનો વાયુ ઉંચે ચઢી હેડકીને ઉત્પન્ન કરે છે તે જ્યારે ઘણા જોરમા ઉપડે છે ત્યારે દરદીને ખાવાપીવામા કે બોલવામા પણ મુશીબત પડે છે કોઇપણ વ્યાધિમા આખરે ઉપડેલી હેડકી અસાધ્ય થઇ જાય છે

૧–હિકવા અવલેહ–સુંઠ એક તોલો, મરી બે તોલા, પીપર ત્રણ તોલા, બંગભસ્મ એક તોલો, એળચી એક તોલો અને મોરના પીંછાની રાખ અડધો તોલો લઇ સઘળાનુ બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી દરરોજ ત્રણ ત્રણ કલાકે ત્રણ ત્રણ વાલ મધમા આપવાથી તમામ જાતની હેડકી આરામ થઇ જાય છે

દરદીને ખોરાકમા ફકત ગરમ દુધ અને મોસંબીલીંબુ શિવાય બીજુ કાઇજ આપવુ નહીં.

૨–સોનાની ભસ્મ એક તોલો, સાકર અડધો તોલો અને સેકેલી એળચી સાત તોલા લઇ બારીક વાટી અડધા તોલા માખણમા મેળવી તેમાથી અકેક વાલ ચાર ચાર કલાકે મધમા આપવાથી હેડકીનો રોગ આરામ થઇ જાય છે

૩–હેડકી ઉપર ધુમ્રપાન–હીંગ, અડદ, સુખડનો વેહેર અને તુળશીના બીયા સરખે વજને લઇ દેવતામા નાખી તેનો ધુમાડો ગળવાથી હેડકીનો ઉછાળો અટકી જાય છે.

૪–પાનનો રસ, આદાનો રસ, તુળશીનો રસ, કાદાનો રસ અને લીલી ગળોનો રસ એ દરેક અકેક તોલો લઇ

સઘળાંને એકઠા કરી દર ત્રણ ત્રણ કલાકે અકેક ચમચો આપવાથી હેડકીનો ઉપદ્રવ આરામ થઇ જાય છે એ અનુભવસિદ્ધ ઉપાય છે

## ઉદરરોગ—પેટના રોગ ઉત્પન્ન થવાનું કારણ શું ?!

આયુર્વેદ વૈદકશાસ્ત્રના ગ્રથોમા ઉદરરોગ-પેટના રોગની સખ્યા આઠ પ્રકારની વર્ણવેલી છે, એ આઠે પ્રકારના ઉદર રોગ થવાનુ મુળ કારણ ઘણેભાગે મલાશય, પકવાશય કે જઠરાગ્નિ બગડવાથી ઉત્પન્ન થયલુ જોવામા આવે છે ઝાડો કબજ થઈ મળ એકઠો થવાથી અથવા જઠરાગ્નિ મ દ હોવા છતા પ્રકૃતિને માફક ન આવે એવા વાયુકર્તા કે પાચન થવામા ભારે શિતળ પદાર્થો વારવાર ખાવાથી કે ધુળ, કચરો, મટોડુ પેટમા જવાથી અગર મિથ્યા આહારવિહાર અતિશય કરવાથી અને ખોરાક ખાવાને બદલે અતિશય ચા પીવાની ટેવથી આ આઠે પ્રકારના ઉદરરોગ ઉત્પન્ન થવાનુ કારણ ઘણે ભાગે જોવામા આવે છે

આ આઠે પ્રકારના ઉદરરોગના નામ અને તેના ચિન્હો નિચે પ્રમાણે છે —

(૧) વાતોદર, (૨) પીત્તોદર, (૩) કફોદર, (૪) સન્નિપાતોદર, (૫) પ્લીહોદર, (૬) યકૃતોદર, (૭) બદ્ધગુદોદર, (૮) જલોદર

ઉપર જણાવેલા આઠે પ્રકારના ઉદરરોગ મોહોટા ગજરોગ ગણાય છે અને તે મહામુશીબતે ભાગ્યેજ સારા થાય એવા છે

જો દરદી જીભ વશ રાખી ચોકકસ પરેજી પાળે એવો હોય અને સરીરે બળવાન હોય તેમજ રોગ શરૂ થતાની સાથેજ યોગ્ય ઉપચાર કાળજીપુર્વક કરવામા આવે તોજ આરામ થઇ શકે છે પરતુ જો દરદીને હાથે, પગે અને મોઢે સોજા આવી ગયા હોય, આખો ઉંડી ઉતરી જઈ આખના પોપચા સુજી આવ્યા હોય અન્નપાણી ઉપર અભાવ ઉત્પન્ન થયો હોય, ઝાડો તથા પીશાબ બધ થઇ જતા હોય અને વારવાર પેટમા અને સોજામા પાણી ભરાયા કરતુ હોય નો તે દરદી સારો થઇ શકતો નથી.

૧–વાતોદર–પેટના આતરડામા વાયુ ભરાવાથી અથવા સોજો આવવાથી પેટ ધમણની માફક ફુલેલુ રહે છે, તથા હાથ, પગ, નાભિ, કમર તથા કુખે સોજો આવે છે અને તેની સાથે ખાસી પણ ઉપડી આવે છે પેટપર ઠોકવાથી પાણીના પરપોટા જેવો અવાજ નીકળે છે, આતરડામા વાયુ આમ તેમ દોડાદોડ કરે છે અને ધુધવાટા થયા કરે છે, ઝાડો કબજ રહે છે અનાજ ખવાતુ નથી અને દરદી દીનપર દીન ગળાતો જાય છે, વાયુથી થયલા ઉદરરોગમા મુખ્ય આટલા ચિન્હો થાય છે

૨–પિત્તોદર–પિત્ત–ગરમીથી થયલા ઉદરરોગમા આખા શરીરમા બળત્રા થાય છે, તાવ આવે છે, બેભાનપણુ થાય છે, પાણીનો શોષ ઘણો પડે છે, પાણી જેવા અતિસારના ઝાડા થાય છે, મોઢાનો સ્વાદ કડવો થઈ જાય છે અને પેટમા તેમજ આખા શરીરમા પીડા ઉત્પન્ન કરનારો સોજો આવે છે

૩–કફોદર–કફના પ્રકોપથી ઉત્પન્ન થયલા કફોદર નામના ઉદરરોગમા આખા શરીરમા સોજો આવે છે શરીરની ચામડી બહેર મારી જાય છે, ઉલટીની ઉબક આવવા જેવો ચુથારો થાય છે, સુસ્તિ અને ઘેનમા દરદી પડયો રહે છે તેને ઉંઘ ઘણી આવે છે અને ખાવાપીવાની બીલકુલ ઇચ્છા થતી નથી કફોદરવાળાનુ પેટ એકદમ વધતુ નથી પરતુ ધીમે ધીમે વધીને પછી એકદમ આખે શરીરે સોજા આવે છે અને સાથે ઉધરસ ઉપડી આવે છે

૪–સન્નિપાતોદર–ત્રણે દોષના પ્રકોપવાળા સન્નિપાતોદર નામના ઉદરરોગમા, વાત, પીત્ત અને કફ એ ત્રણે દોષનો પ્રકોપ સાથે જોવામા આવે છે ધુળ, કચરો કે માટીવાળી ખરાબ મેલી વસ્તુ પેટમા જવાથી અગર અવડ પડેલા કુવા, વાવ કે તળાવનુ બગડેલુ પાણી પીવામા આવવાથી ટાઢા, વાસી, વાયડા કે પાચન થવામા ભારે અન્નપાનોનુ વારવાર સેવન કરવામા આવવાથી ત્રણે દોષનો સાથે પ્રકોપ થઇ પેટના આતરડા સુજી આવીને સન્નિપાતોદર નામનો ઉદર રોગ ઉત્પન્ન થાય છે તેથી દરદી અતિશય નબળો થઇ જાય છે પાણીનો શોષ ઘણો પડે છે અને દરદીનુ શરીર પીળુ પાડુરોગ જેવુ થઈ જાય છે

૫–પ્લીહોદર–અત્યત ગરમ અને દાહ કરનારા પદાર્થોનુ વારવાર ભક્ષણુ કરવાથી અથવા પાચન થઇ શકે નહીં એવા ભારે પદાર્થોનુ સેવન કરવાથી જે દોષનો પ્રકોપ વધારે હોય તે દોષનો તાવ લાગુ પડે છે અને તે ઘણા દિવસ સુધી નિકળતો નથી પાચનશકિત તદન બગડી જાય છે અને

ખોરાક ખાધા પછી હમેશા તાવ વધે છે, લોહીમા બગાડ થાય છે અને પેટમા ડાબી બાજુએ બરોળની ગાઠ થાય છે તે ઘણી વધે છે અને ધીમે ધીમે આખા પેટમા પસરી જઇ શરીર સુકાઇ જાય છે અને પેટ મો'ટુ થાય છે શરીરનો રગ સફેદ થઇ જાય છે પ્લીહોદરમા આટલા ચિન્હ દરેક દરદીઓને જરૂરજ થાય છે

પ્લીહોદરના દરદીને અનાજ ખાવાપર બીલકુલ ઇચ્છા થતી નથી તેનુ પેટ ગતદીવસ ભરેલુજ રહે છે, પાણીનો શોષ વધારે પડે છે અને જેમ જેમ દરદી પાણી વધારે પીએ છે તેમ તેમ તેને અતિસાર જેવા ઝાડા થવા માડે છે ઘણે ભાગે દરદીના હાથપગપર તેમજ મોઢાપર સોજો આવી જાય છે અને હાથપગ સુકાઇ જઈ પેટ મોટુ થવા માડે છે અને દરદીને બીલકુલ કોઇ વાતનુ ચેહેન પડતુ નથી

૬–યકૃતોદર–પેટની જમણી બાજુએ યકૃત એટલે રકતાશય રહેલુ છે, કે જયા થઇને આખા શરીરમા લોહીનુ ફરવાનુ શરૂ થાય છે, ત્યાથી શરીરમા લોહીનો ફેલાવો ન થતા યકૃતમા ભેગુ થાય છે તેથી રકતાશયનુ કદ વધી જાય છે અને અદર સખત દરદ ઉત્પન્ન થાય છે કેટલીક વાર ઉલટીમા પણ લોહી પડે છે અને ઘણેભાગે પ્લીહોદરના જેવા ચિન્હ માલમ પડે છે અને તેની સાથે પેટ મોટુ થઇ જાય છે તેને યકૃતોદર કહે છે

૭–બદ્ધગુદોદર–નાળકોટ–પાચન થવામા અતિશય ભારે પદાર્થોનુ વારવાર ભક્ષણ કરવાથી, ધુળ, કચરો, મટોડુ કે

એવા પદાર્થો ખાવામા જવાથી, ઝાડો સાફ નઆવવાથી, પેટમા મળ એકઠો થવાથી ગાઠા બધાઇજઇ સુકાઇ જાય છે અને આતરડામા મળ ભેગો થઇ સોજો ઉત્પન્ન કરે છે પેટનો આકાર ગોળ ઘડા જેવો થઈ જાય છે, ચામડીપર ચળકાટ માલમ પડે છે અને પેટપર લીલી નસો દેખાય છે હાથપગ અને મોઢે સોજા આવે છે, ઝાડો પીશાબ મહામુશીબતે થોડો થોડો ઉતરે છે ખાવાપીવામા બીલકુલ ઇચ્છા થતી નથી અને શરીર ક્ષીણ થઇ જાય છે.

૮–જલોદર–અતિશય આકરો જુલાબ લીધા પછી કે સખત ઉલટીનુ ઔષધ લીધા પછી અથવા બસ્તીકર્મ મળદ્વારે પીચકારીનો ઉપાય વારવાર કીધા પછી અતિશય શિતળ પદાર્થો વારવાર ખાવાપીવામા આવે તો પેટના આતરડામા વાયુ અને પાણી ભરાઇ જઇ આતરડાને ફુલાવી દે છે અને કોઠામા પાણી ભરાવાથી પેટ પખાલની માફક ફુલી જાય છે અને તેને ઠોકતા અદરથી બોદો અવાજ નીકળે છે, દુટીની આજુબાજુ ચારે તરફ પેટ ચળકતુ દેખાય છે, હાથેપગે અને મોઢે સોજા આવી જાય છે, દરદીને ખાવાપીવાપર બીલકુલ ઇચ્છા થતી નથી ઝાડો પીશાબ ઘણો કમતી ઉતરે છે, અને દરદીને ઘણી અકળામણ થાય છે આવા જલોદરના વ્યાધિવાળા દરદી ભાગ્યેજ જીવે છે

આ આઠે જાતના ઉદરરોગ મહામુશીબતે સારા થાય છે પણ જો દરદી શરીરે બળવાન અને જુવાન હોય અને વ્યાધિની શરૂઆતમાજ યોગ્ય ઉપાય કરવામા આવે તોજ આરામ થવાની આશા રહે છે પણ જો હાથેપગે અને

મોઢે સોજા આવી ગયા હોય, અન્નપાણીપર અરૂચી થઇ ગઇ હોય અને આંખો ઉંડી ઉતરીજઇ પોપચા સુજી ગયા હોય, વારવાર પેટમા પાણી ભરાયા કરતું હાય તો તે દરદી સારો થઇ શકતો નથી

## ઉદરરોગવાળાને શું ઔષધ આપવું?!

૧–સીંધવ શેર એક લાવી બારીક વાટી આકડાના પાત્રા છુદી તેના રસમા કરમોડી તડકે સુકવી નાખવુ એજ રીતે સાતવાર કરમોડી તડકે સુકવવુ પછી કુવારના રસમા એજ રીતે સાતવાર કરમોડી તડકે સુકવવુ પછી અ દર સાજીખાર, સ ચળ અને વરાગડુ મીઠુ પાશેર પાશેર ખાડી મેળવીને એક હાલ્લામા ભરી ઉપર કોડીયુ ઢાકી કપડમીટ કરવુ પછી તે હાલ્લાને અડાયા છાણાનો ગજપુટ અગ્નિ આપવો બીજે દીવસે કાઢી બારીક ચૂર્ણ કરી તેમાથી અકેક વાલને વજને ચાર ચાર કલાકને અ તરે ગાયના મુત્ર સાથે આપવાથી આઠે પ્રકારના ઉદરરોગમા આરામ થાય છે દરદીને ખોરાકમા ફકત પાણીમા બાજરીનો લોટ અને મીઠુ નાખી ઉકાળી પીવા આપવુ એ શિવાય બીજુ કાઇજ આપવુ નહીં આ અનુભવ સિદ્ધ ઉપાય છે દરદીને પીવામા કુવાનુ પાણી આપવુ

૨–વાયવડ ગ, સાજીખાર, સીંધવ, સ ચળ, ટ કણખાર, જવખાર, કાચલવણ અને મીઠુ એ ચીજો સરખે વજને લઇ બારીક વાટી એક નાળીયર લઇ તેની ગાબડી કાઢી તેમાથી પાણી કાઢી નાખી તેમાં ઉપલુ ચુર્ણ ભરવુ પછી પાછી ગાબડી બ ધ કરી ઉપર કપડમીટ કરી ગજપુટ અડાયા

છાણાની ભઠ્ઠીમા પકાવવુ, શીતળ થયા પછી બીજે દીવસે કાઢી બારીક વાટી તેમાથી બબે વાલને વજને દીવસમા બે વખત સહવાર સાંજ ગાયના મુત્ર સાથે આપવાથી આઠે જાતના ઉદરરોગ અને તેના તમામ ઉપદ્રવો નાશ પામે છે

૩–સુઠ, મરી, પીપર, ચીત્રો, સચળ, મીઠુ, સીંધવ, જવખાર, અજમો અને ફુલવેલી હીંગ એ સઘળી ચીજો સરખે વજને લઇ બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી દરરોજ ચાર ચાર કલાકને અતરે ત્રણ ત્રણ વાલ ગાયના મુત્ર સાથે આપવાથી આઠે પ્રકારના ઉદરરોગવાળાને આરામ થઇ જાય છે

૪–ફટકડી, સચળ, સુરોખાર, જવખાર, નવસારખાર સીંધવખાર, સચોરો એ દરેક ચીજ અકેક તોલો અને સાજીખાર આઠ તોલા લઇ બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી એક ઘડામા ભરી તેનાપર કોડીયુ ઢાકી કપડમીટ કરવુ પછી ગજપુટ અડાયા છાણાની ભઠ્ઠીમા પકાવવુ શીતળ થયા પછી બારીક વાટી દરરોજ ત્રણ ત્રણ વાલને વજને દીવસમા ત્રણ વખત ગાયના મુત્ર સાથે આપવાથી તમામ જાતના ઉદરરોગ આઠજ દીવસમા આરામ થવા માડે છે એ અનુભવસિદ્ધ ઉપાય છે આ ઔષધ ચાલતુ હોય તે દરમ્યાન દરદીને બાજરી અને મીઠા શિવાય બીજો કાઇજ ખોરાક આપવો નહીં તેમજ ઠડુ પાણી પીવા નઆપતા ઉકાળીને ઠડુ કરેલુ કુવાનુ પાણી પીવા આપવુ

૫–ઉદરાષ્ટક કવાથ–દેવદાર, ચીત્રાછાલ, નીસોતર આસન, ચવક, નાગરમોથ, સુઠ અને સીંધવ એ દરેક ચીજ અકેક તોલો લઇ શેર પાણીમા ઉકાળી પાશેર રહે ત્યારે ગાળી

તેમા ગાયનુ મુત્ર પાશેર મેળવી તેના ત્રણ ભાગ કરવા દર રોજ ચાર ચાર કલાકે અકેક ભાગ આપવાથી આઠે પ્રકારના ઉદરરોગ આરામ થઇ જાય છે દરદીને બાજરી અને મીઠા શીવાય ખોરાકમા બીજુ કાંઇજ આપવુ નહીં

## ઉન્માદ—(ગાંડાપણું) ઉપડવાનું કારણ શું ?!

વાયુ, પીત્ત અને કફ એ ત્રણ દોષમાના હરકોઇ દોષનો પ્રકોપ થવાથી, મનમા ધારેલુ કામ પાર નહીં પડવાથી, બળવાન માણસ સાથે મલ્લયુદ્ધ કરવાથી અતિશય ધાસ્તિ, શોક કે ભય ઉત્પન્ન થવાથી, અતિશય હર્ષ ઉત્પન્ન થવાથી, ભાગ, ગાંજો, દારૂ કે એવી બીજી કેફી વસ્તુઓનો વારવાર ઉપયોગ કરવાથી, નબળા માણસોના વાતાદિ દોષો દુષિત થઇને અવળે રસ્તે ઉતરી મનોવાહિની નાડીમા પ્રવેશ કરી બુદ્ધિને બગાડે છે ત્યારે માણસનુ ચિત્તભ્રમિત થઇ જઇ ગાડાપણુ ઉત્પન્ન થાય છે

ઉન્માદવાળો માણસ ઘડીમા ગાયન ગાય છે, ઘડીમા હસે છે, ઘડીમા રડે છે, વગર કારણે લવારો કરે, અને ગાળો પણ દે છે અને તેને લજ્જા કે શરમ બીલકુલ રહેતી નથી. આખે અધારા આવે છે અને તેને ઉંઘ બીલકુલ આવતી નથી ખોટા ખોટા વહેમ આવવાથી તેના જીવને હમેશા ઉદ્વેગ રહે છે અને તોફાન કરે છે. આથી પણ વધારે અને જુદા જુદા પ્રકારના ચિન્હો ઉન્માદવાળાને થાય છે આ રોગવાળાને પુરતા બદોબસ્તમા રાખવો જોઇએ

કારણ કે તે કોઇ વખત પોતાની જાતને કે બીજાને પણ નુકસાન કરે છે અને ઓચીંતો આપઘાત કરવાની અણીપર આવી જાય છે વદકશાસ્ત્રમા એ રોગની સખ્યા છ પ્રકારની ગણેલી છે

## ઉન્માદવાળાનો ઉપાય શું ?!

ઉન્માદવાળાને અપસ્મારના વિષયમા વર્ણવેલા ઉપાયો પ્રથમ આપી જોવા અને તેથી જો ફાયદો માલમ પડે નહીં તો પછી નીચે પ્રમાણે અનુક્રમે ઉપાય કરવા ઉન્માદવાળાને વાયુકર્તા તેમજ ઠડા અને શીતળ પદાર્થો બીલકુલ આપવા નહીં અને યોગ્ય બદોબસ્તમા દરદીને રાખવો

૧–ઉન્માદાકૂશ–ગળોસત્વ, જજેટાનો ક્ષાર અને વાવડીંગ એ દરેક ચીજ અકેક તોલો, બ્રાહ્મીના પાત્રા સાત તોલા, સુઠ એક તોલો, ઘોડાવજ ત્રણ તોલા અને સતાવરી એક તોલો લઇ બારીક વાટી વસ્ત્રગાળ કરી બ્રાહ્મીના પાત્રાના રસમા ત્રણ દીવસ ઘુટી વટાણા જેવડી ગોળીઓ વાળવી દરરોજ ત્રણ ત્રણ કલાકને અતરે ત્રણ ત્રણ ગોળી પાણી સાથે આપવાથી ઉન્માદ વાયુ તેના તમામ ઉપદ્રવો સાથે ઓછો થવા માડ છે ઉન્માદવાળાને જે ઠેકાણે અને જે કારણથી ઉન્માદ થયો હોય તે કારણ અને તે ઠેકાણુ દુર કરાવવુ અતિશય દીલગીરીમા શોકાતુરપણે બેસી રહેનો હોય તો તેને હાસ્ય ઉત્પન્ન થાય એવા રમતગમતના સાધનોથી ખુશીમા રાખવાના ઉપાયોની યોજના કરવી જે દરદી ઘણુ તોફાન કરતો હોય તેને સખત બદોબસ્તમા રાખી ભય અને બીક

બતાવવાથી તેનુ તોફાન તરત બધ પડી જાય છે અને જે કારણથી ઉન્માદ વાયુ ઉત્પન્ન થયો હોય તે કારણ દુર થવાથી ઉન્માદ શાત થઇ જાય છે

# ફીરંગરોગ—ઉપદંશ—ગરમીનો વ્યાધી શાથી વળગે ? !

આ રોગ ઘણેભાગે એકબીજાના ચેપથી લાગુ પડે છે અને તે પ્રથમ અનાર્ય ફીરગી લોકોના મુલકમા ઉત્પન્ન થઇ ત્યાથી હિદુસ્થાનમા આવેલો લાગે છે અને તે એક બીજાનો ચેપ લાગવાથી દરેક જગોએ ફેલાયલો માલમ પડે છે અનિતિને અવળે માર્ગે જનારા લોકોને એ રોગ વિશેષ થતો જોવામા આવે છે ગુપ્ત રોગોથી પીડાતી કેટલીક સ્ત્રીઓના સમાગમમા આવનારને તરત લાગુ પડે છે આ રોગથી પીડાતા દરદીઓ તે થવાનુ ખરેખરૂ કારણ કબુલ કરતા નથી પરતુ તે છુપાવવાને અનેક પ્રકારના પ્રયત્નો કરે છે તેથી ઘણું માઠુ પરીણામ આવે છે અને આખરે પણ તે છુપુ રહી શકતું નથી આ દરદ લાગુ પડયા પછી એક અઠવાડીયાની અદર જે ભાગમા તે લાગુ પડે છે ત્યા ખજવાળ આવે છે અને પછી ધીમે ધીમે સોજો આવવા માડે છે તે એટલે સુધી વધે છે કે તે ભાગની ચામડી ઉંચી ચઢી શકતી નથી અગર નીચે ઉતરી શકતી નથી મુત્રમાર્ગમા ચાઠી પડેલી હોવાથી પીશાબ થતી વખતે અત્યત બળત્રા બળે છે. ત્યાર બાદ સફેદ રસી જેવો ચીકણો પદાર્થ

પડવા માડે છે. દરદીનુ મન ખુશમા રહેતુ નથી કોઈ કોઇ વાર એના જોરનો તાવ પણ આવી જાય છે આવા ચિન્હ જેને થાય છે તેને પ્રમેહ-પરમીયો થયો એમ કહે છે બીજા પ્રકારના ઉપદશ કે જેમા ફકત ચાદીજ પડે છે તેની સાથે સાથળના મૂળમા કે વેઢામા બદ ઉપડી આવે છે અને તેમા અતિશય દરદ થાય છે તે એકદમ પાકતી નથી તેમ ઓગળતી પણ નથી અને પથ્થર જેવી સખત થઇ જાઇ તેની અદર સખત દૂખાવો થાય છે એથી પણ વધારે એ રોગ જેમ જુનો થતો જાય તેમ શરીરમા વધારે પસરતો જાય છે અને એની ગરમીની અસર ઠેઠ હાડકા સુધી પહોચી જાય છે ચામડી ઉપર વિસ્ફોટક જેવા ફોલ્લા પડી આવે છે એટલુજ નહીં પણ શરીરના દરેક સાધાઓ રહી જાય છે અને તેમા દરદ ઉપડી આવે છે, કેટલાકને આખે ગરમી આવી જવાથી આખ જતી રહે છે. અને તેથી પણ વધારે ગરમી ઉંડી ઉતરી જાય તો હાડકામા પસરી જઇ હાડકુ સડવા માડે છે અને શરીર દીનપરદીન સુકાતુ જાય છે અને ક્ષય રોગ લાગુ પડી હાથે પગે સોજા આવી જાય છે અને છેવટે દરદી પીલાઇ પીલાઇને મરણ પામે છે

## ગરમી-ઉપદંશવાળાને શું આપવું ? !

ઉપદશ સબધી ગરમીના દરેક રોગમા પ્રથમ રેચક દવા આપી કોઠો સાફ કરવો જોઇએ પછી લોહી સુધરે એવી સારક દવા શરૂ કરવી તેલ મરચા, મરીમસાલા વગેરે ગરમ ચીજો તેમજ ખટાસવાળા પદાર્થો બધ કરી સખત

પરેજી પાળવી જોઇએ અને પ્રથમ નીચે લખેલા ઉપાયો અનુક્રમે શરૂ કરવા

૧–એલચી એક તોલો જેઠીમધના મુળીયા એક તોલો, પાખાણભેદ એક તોલો, ગોખરૂ બે તોલા, એરંડમુળ ત્રણ તોલા, ધમાસો એક તોલો, વરીયાળી એક તોલો, ગળો એક તોલો, રેવચીની ખટાઇ એક તોલો એ સઘળી ચીજો મેળવી અધખોખરી કરી તેના આઠ ભાગ સરખા કરવા હરરોજ એકેક ભાગ એક શેર પાણીમા ઉકાળી પાશેર રહે ત્યારે ગાળી લઈ તેના ત્રણ ભાગ કરી ચાર ચાર કલાકને અંતરે એકેક ભાગ આપવાથી પ્રમેહની સખત બળત્રા અને તેને લગતી તમામ પીડા પાચજ દીવસમા દુર થઇ જાય છે

૨–ફુલવેલી ફટકડી એક તોલો, ફુલવેલો સુરોખાર એક તોલો, પકવેલો નવસારખાર એક તોલો, ઇસબગુળ એક તોલો, રેવચીનીખટાઇ એક તોલો અને સોનાગેરૂ એક તોલો લઇ બધાનેં બારીક વાટી ચૂર્ણ કરવુ હરરોજ ત્રણ ત્રણ વાલને વજને ત્રણ ત્રણ કલાકે સાકર અને કાળી દરાખ વાટી તેના પાણી સાથે પીવા આપવાથી પ્રમેહની સખત બળત્રા અને તમામ પીડા પલાયન થઇ જાય છે

૩–હરડા બેહેડા અને આમળા ત્રણે ચીજ પાશેર પાશેર લઇ બશેર પાણીમા રાત્રે પલાળી રાખવા, સહવારે નીતર્યું પાણી ગાળી લઇ તે પાણીમા ચુનાનુ નિતર્યું પાણી તેટલાજ પ્રમાણમા ઉમેરી દેવુ પછી જેઠીમધના મુળીયા ત્રણ તોલા અને રેવચીનીખટાઇ ત્રણ તોલા ખાડી બારીક વસ્ત્રગાળ કરી

તેમાથી ચાર ચાર વાલને વજને ચાર ચાર કલાકને અતરે ઉપર બતાવેલા નવટાંક પાણી સાથે આપવાથી ઉપદશની ગરમીથી ઉત્પન્ન થયલો પ્રમેહ તેમજ તેની સખત બળત્રા અને તમામ પીડા ૫ દર દીવસમાં દુર થઈ જાય છે એ અનુભવસિધ્ધ ઉપાય છે દરદીને ખોરાકમા ફ્કત દુધ ભાત આપવા

૪–જેઠીમધના મુળીયા તોલા ત્રણ લઇ તેને અધખોખરા કરી અડધો શેર પાણીમા રાત્રે પલાળી રાખવા સહવારે પાણી ગાળી લઈ તેમા ખાટા લીંબુનો રસ ત્રણ તોલા તથા સાકર એક તોલો બારીક વાટી અદર નાખી દેવા પછી તેના ત્રણ ભાગ કરી દરરોજ ચાર ચાર કલાકે અકેક ભાગ કાળીદરાખ કળીચા કાઢી તેને વાટી તેની સાથે આપવાથી પ્રમેહની તમામ તનખ વીગેરે ત્રણજ દીવસમા બધ થઇ જાય છે

૫–પાખાણભેદ, મુગલાઇએદાણા, ગોખરૂ, ગળો એ દરેક ચીજ અકેક તોલો અને બહુફળી ત્રણ તોલા લઈ શેર પાણીમા નાખી ઉકાળવી જ્યારે પાશેર પાણી રહે ત્યારે તેને ગાળી તેના ત્રણ ભાગ કરવા દરરોજ ચાર ચાર કલાકે અકેક ભાગ આપવાથી પ્રમેહની તમામ પીડા અને બળત્રા શાત થઇ જાય છે

૬–બહુફળી, ગુલાબના ફુલ, ઉપલરી, ગાયજબાન, ઉનાબદાણા, સુખડના ક્રોડા અને ચોપચીની એ દરેક ચીજ અકેક તોલો લઇ શેર પાણીમા નાખી ઉકાળી પાશેર રહે ત્યારે ગાળી તેના ચાર ભાગ કરવા અને દર ત્રણ ત્રણ કલાકે

અકેક ભાગ આપવાથી પ્રમેહ અને તેની તમામ પીડા પાચજ દીવસમા પલાયન થઇ જાય છે

૭–ઉપલસરી એક તોલો, મજીઠ ત્રણ તોલા, હરડાદળ એક તોલો, બેહેડાદળ એક તોલો અને આમળા ત્રણ તોલા, દારૂહલદ એક તોલો અને ગળો એક તોલો લઇ અધખોખરા કરી તેના ત્રણ ભાગ સરખા કરવા દરરોજ એક ભાગ શેર પાણીમા નાખી ઉકાળી પાશેર રહે ત્યારે તેના ત્રણ ભાગ કરી ચાર ચાર કલાકે અકેક ભાગ આપવાથી વીસ પ્રકારના પ્રમેહની પીડા જડમુળથી જતી રહે છે આ ઉપાય ચાલે ત્યાસુધી દરદીને દુધ ભાત અને મોસબીલીંબુ શીવાય બીજુ કાઇજ આપવુ નહીં

૮–પાશાણભેદ, ઇસબગુળ, ગોખરૂ, ગળોસત્વ અને બહુફળી, રેવચીનીખટાઇ અને ચીનીકબાલા એ દરેક ચીજ અકેક તોલો લઇ બારીક ચૂર્ણ કરી કળીયા વગરની કાળી દરાખ અડધો શેર વાટી તેમા ચુર્ણ મેળવી વટાણા જેવડી ગોળી વાળવી, દરરોજ ત્રણ ત્રણ કલાકને અતરે ચાર ચાર ગોળી પાણી સાથે આપવાથી ઉપદશથી ઉત્પન્ન થયલા પ્રમેહ ચાદી ટાકી વીગેરે ગરમીના તમામ દરદો દુર થઇ જાય છે

ઉપલા ઉપાયો ચાલતા હોય તે દરમ્યાન દરદીને ફકત દુધ અને ભાત તથા મોસબીલીંબુ શીવાય બીજુ કાઇજ આપવુ નહિ

૯–ઉપદશારિરસ–શુદ્ધ રસકપુર એક તોલો, સોનાગેરૂ એક તોલો, નરલવગ એક તોલો, પીપર એક તોલો, કેસર ત્રણ વાલ અને જાયફળ ત્રણ વાલ લઇ બારીક વાટી બકરીના

દુધમા ત્રણ દીવસ ઘુટી બાજરીના દાણા જેવડી ગોળી વાળવી દરરોજ સાજ સવાર બબે ગોળી ખોરાક ખાધા પછી બકરીના દુધ સાથે દાતને અડકે નહીં એવી રીતે ગળાવવી આ ગોળીઓ એકવીસ દીવસ સુધી ખાવાથી ઉપદશથી ઉત્પન્ન થયલા તમામ વીકારો ચાદી, ચટ્ટા, ટાકી અને સધીવાયુ સુદ્ધા સારા થઇ જાય છે

આ દવા ચાલે એટલા દીવસ દરદીને ફકત ઘઉં અને ઘી શીવાય ખોરાકમા બીજુ કાઇંજ આપવુ નહીં સખત પરેજી રખાવવી

૧૦–ઉપદશાકૂશ–શુદ્ધ પારો એક તોલો, શુદ્ધ ગધક એક તોલો, એલચી એક તોલો, નરલવગ એક તોલો, પીપર એક તોલો, અજમો એક તોલો અને કાળા મરી એક તોલો લઇ બારીક ચુર્ણ કરવુ પ્રથમ પારો અને ગધક સાથે ઘુટીને તેની કર્જલી કરવી પછી તેમા બીજી બધી ચીજોનુ ચુર્ણ મેળવી પાનના રસમા ત્રણ દીવસ ઘુટી મગ પ્રમાણે ગોળી વાળવી દરરોજ બબે ગોળી સહવારસાજ ખોરાક ખાધા પછી દાતને અડકે નહીં એવી રીતે પાણી સાથે ગળી જવાથી ઉપદશથી ઉપડેલી ચાદી, ટાકી, બદ, પ્રમેહ વીસ્ફોટકના ફોલ્લા અને સધીવાયુ સુધ્ધા સારા થઇ જાય છે આ ગોળી ચાલુ હોય તે દરમ્યાન દરદીને ફકત ઘી અને ઘઉં શીવાય બીજુ કાઇંજ આપવુ નહીં

૧૧–લ્યામડન–ઉપદશની, ચાદી, ટાંકી, ફોલ્લા, નાસુર વગેરે પર લગાડવા માટે–હીરાદખણ, કલઇસપેતો, સોનાગેરૂ,

બરાસ, ઓદારપથરી એ તમામ વસ્તુઓ સરખે વજને લઇ બારીક વસ્ત્રગાળ કરી લગાડવાથી તમામ દરદ દુર થઇ રૂઝ આવી જાય છે

૧૨–વિસ્ફોટકના ફોલ્લા ઉપર લગાડવાનો મલમ–રાળ શેર અડધો ખાડી બારીક કરી તેલ શેર એક લઈ તેને ખુબ ગરમ કરી તેલને નીચે ઉતારી તેમા રાળનુ ચૂર્ણ નાખી હલાવવુ એટલે રાળ પીગળીને તેલની સાથે એકરસ થઇ જશે પછી તેને એક કથરોટમા નાખી અંદર પાણી રેડી ખુબ ફીણવુ જાડુ મલમ જેવુ થઇ જાય એટલે પાણી નીતારી નાખવુ પછી અંદર સાબરસીંગાની ભસ્મ શેર અડધો નાખી મેળવી દેવુ આ મલમ વીસ્ફોટકના ફોલ્લા, ચાદા, ઘારા વીગેરેપર લગાડવાથી જલ્દીથી રૂઝ આવી આરામ થઇ જાય છે

# કર્ણરોગ–કાનમાં દરદ થવાનું કારણ શું ?!

વાતાદી દોષનો પ્રકોપ થવાથી, ઠડા પાણીથી વારવાર સ્નાન કરવાથી, કાનમા પાણી ભરાઇ જવાથી, કાનમા કચરો કે મેલ ભેગો થવાથી અથવા કોઇ ચીજ ભરાઇ જવાથી અથવા કાઇ વાગવાથી કે કાન ખોતરાવવાથી અદર ચસકા ઉપડી આવી દરદ થવા માડે છે, અને અદર પાકવાથી પરૂ કે પાણી નીકળવા માડે છે જેમ દરદ વધારે લબાય તેમ બહેરાપણુ આવી જાય છે, અને કાનમા અનેક જાતના અવાજ થયા કરે છે.

# કર્ણરોગમાં કેવા ઉપાય કરવા ?!

૧–કર્ણતેલ–આકડાના પાત્રાનો રસ એક તોલો, અરડુસાના પાત્રાનો રસ એક તોલો, કુવાડીયાના બીયા એક તોલો અને કપુર એક તોલો લઇ તેને તેલ શેર એકમા નાખી ઉકાળવુ દરેક ચીજ બળી જાય અને એકલુ તેલ રહે ત્યારે ગાળી લઇ તેના ટીપા કાનમા નાખવાથી કાનમા થતુ દરદ દુર થઇ જાય છે

૨–ટીકામાલી, કપુર, શેરીસોખાન અને ડમરાના પાત્રા એ ચારે ચીજ અકેક તોલો લઇ અડધો શેર તેલમા નાખી ઉકાળવુ જયારે બધી ચીજો બળી જાય ત્યારે તેલ કપડાથી ગાળી લઇ કાનમા મુકવાથી કાનમા થતી તમામ પીડા પલાયન થઇ જાય છે

૩–કાન પાકીને તેમાથી પરૂ કે રસી વહેતી હોય તો સમુદ્રફળ, સુખડ અને કપુર અકેક તોલો લઇ અડધો શેર તેલમા ઉકાળી તે તેલ કપડાથી ગાળીને કાનમા મુકવાથી પાકેલો કાન તરત રૂઝાઇ જાય છે

૪–કાનમા કળતર થતુ હોય અથવા ચસકા મારતા હોય તો આદાનો રસ એક તોલો, આકડાના પાત્રાનો રસ એક તોલો, અજમો બેઆનીભાર અને લસણની કળી બે આનીભાર લઇ પાશેર તેલમા નાખી કકડાવવુ જયારે દરેક ચીજ બળી જાય અને એકલુ તેલ રહે ત્યારે ગાળીલઇ બધ બુચની કાચની બાટલીમા ભરી મુકવુ આ તેલ કાનમા મુકવાથી હરકોઇ જાતનુ કાનનુ દરદ, કળતર તથા દુખાવો બધ થઇ જાય છે

૫-કાનમા થતા અવાજ ઉપર–માલકાંકણી એક તોલો, પાનનો રસ એક તોલો લસણની કળી એક તોલો, હીંગ એક આનીભાર, અને અજમો એક આનીભાર લઇ તેલ શેર અડધામા નાખી ઉકાળવુ જ્યારે બધી ચીજો બળીજઇ એકલુ તેલ રહે ત્યારે ગાળીલઇ કાનમા દરરોજ બે વખત મુકવાથી કાનમા હરકોઇ કારણથી થતો અવાજ બધ થઇ જાય છે

## કમળો થવાનું કારણ શું ?!

અતિશય તેલ મરચાવાળા તીખા તમતમતા મરી મસાલાવાળા અને દાહ ઉત્પન્ન કરનારા પદાર્થોનુ વારવાર સેવન કરવાથી અગર અતિશય અપવાસ અને ઉજાગરો કરવાથી પીત્ત ઉંચુ ચઢીજઈ મગજપર જવાથી તેમજ ઘણા દીવસ તાવ આવવાથી પીત્ત દુષિત થઇજાઈ લોહી સાથે મળી જવાથી કમળાનો રોગ ઉત્પન્ન થાય છે તેથી દરદીની આખો, હાથપગના નખ અને શરીરનો રગ પીળો દેખાય છે દરદી જે જુવે તે પીળુજ દેખાય છે. જઠરાગ્નિ મદ પડીજઇ ભુખ લાગતી નથી અને ઉલટીની ઉબક આવે છે. ઝાડો કબજ રહે છે કોઈ કોઇ વખત તાવ પણ આવી જાય છે ઝાડો, પીશાબ તથા પરસેવો સુધ્ધા પીળા રગનો થઇ જાય છે. આટલુ થયા છતા પણ જો તેની દરકાર કરવામા આવે નહીં તો કમળો કોઠામા ઉતરીજઈ કમળી થઇ જાય છે અને તેમાથી પાડુરોગ ઉત્પન્ન થઇ દરદી પીલાઇ પીલાઇને મરી જાય છે

# કમળાવાળાને કેવા ઉપાય કરવા ?!

૧–ફુલવેલી ફટકડી અને ફુલવેલો સુરોખાર અકેક તોલો પાણીમા નાખી પકવેલો નવસારખાર એક તોલો, રેવચીની ખટાઇ એક તોલો, આમળા ત્રણ તોલા અને ગળો એક તોલો લઇ બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરવુ અને એ ચુર્ણની બરાબર સાકર ખાડી મેળવી દેવી તેમાથી દરરોજ ત્રણ ત્રણ કલાકે ત્રણ ત્રણ વાલને વજને પાણી સાથે આપવાથી કમળો તથા પિત્ત વિકારના તમામ ઉપદ્રવો દૂર થઇ જાય છે દર્દીને ખોરાકમા અનાજ ન આપતા ફક્ત ગરમ કરેલુ દુધ અને મોસબીલીંબુનો રસ આપવો

૨–એરંડાના કુમળા પાત્રા નગ સાત અને કાળા મરીના દાણા તેર તથા કાળી દરાખ કળીયા વિનાની નવટાંક લઇ ત્રણે ચીજને બારીક ઘુટી વટાણા પ્રમાણે ગોળી વાળવી દરરોજ ત્રણ ત્રણ કલાકને અતરે ત્રણ ત્રણ ગોળી ગરમ કરેલા દુધ સાથે આપવાથી કમળાનો રોગ તેના તમામ ઉપદ્રવો સહિત સાતજ દીવસમા સારો થઇ જાય છે દર્દીને આ દવા ચાલે તેટલો વખત ફક્ત એકલુ દુધજ આપવુ બીજો કોઇપણ જાતનો ખોરાક આપવો નહીં

૩–કડુ તોલો એક લઇ તેને દેવતાપર બળી જાય નહી એવી રીતે સેકવુ પછી તેને બારીક વાટી તેમા કાળા મરી તોલો એક, ટંકણખાર ફુલવેલો એક તોલો તથા નવસારખાર પાણીમા નાખી પકાવેલો એક તોલો મેળવી તેમાથી ત્રણ ત્રણ કલાકે ત્રણ ત્રણ વાલ પાણી સાથે આપવાથી કમળાનો રોગ

તેના તમામ ઉપદ્રવો સાથે સારો થઇ જાય છે આ દવા ચાલે ત્યા સુધી દરદીને ફક્ત દુધ અને ભાત શીવાય બીજો કાઇજ ખોરાક આપવો નહીં એનાથી કમળો તથા યકૃતમા બગાડ થવાથી થયલા ઉપદ્રવો તમામ આરામ થઇ જાય છે એ અનુભવસિદ્ધ ઉપાય છે

## ઉધરસ–ખાંસી ઉત્પન્ન થવાનું કારણ શું ? !

તેલ, મરચા, મસાલા, અથાણા વીગેરે અતિશય ખાનારને અને હમેશા ગળ્યા પદાર્થોનુ ભક્ષણ કરનારને તેમજ ખાટા તથા કફકર્તા પદાર્થોનુ હમેશા સેવન કરનારને અથવા વાયુકર્તા કે શીતળ પદાર્થોનુ વારવાર સેવન કરનારને, નિર્બળ છતા બળવાન સાથે બાથ ભીડનારને અથવા મલ્લયુદ્ધ કરનારને, પાણીમા અતિશય તરનારને અને કારખાનાઓમા હમેશા કામ કરનારને તેમજ અતિશય સ્રીસગ કરનારને વાતાદિ દોષ દૂષિત થઇ ખાસીના રોગને ઉત્પન્ન કરે છે

નીચે લખેલા ઔષધો કોઇપણ કારણથી ઉત્પન્ન થયલા ખાસીના રોગમા આપવાથી આરામ થઇ જાય છે

૧–વાસકપુર એક તોલો એલચી એક તોલો, અરડુસાના પાત્રા એક તોલો, પીપર એક તોલો અને જેઠીમધનો શીરો સાત તોલા લઇ બારીક વાટી અરડુસાના રસમા ઘુટી ચણી બોર પ્રમાણે ગોળીઓ વાળવી, દરરોજ ત્રણ ત્રણ કલાકને અતરે ચાર ચાર ગોળી પાણી સાથે ગળી જવાથી તમામ

જાતની ઉધરસ આરામ થઇ જાય છે આ ગોળી ખાનારે ફકત દુધ અને ભાત શીવાય બીજુ કાંઇ ખાવું નહીં

૨–કાસાતકરસ–અરડુસાના પાત્રાનો રસ એક તોલો, પાનનો રસ એક તોલો, તુલશીના પાત્રાનો રસ એક તોલો, આદાનો રસ એક તોલો, જેઠીમધના પાત્રાનો રસ એક તોલો, અને મધ બે તોલા મેળવી તેમાથી દર ત્રણ ત્રણ કલાકે એકેક તોલો આપવાથી દરેક જાતની ઉધરસ આરામ થઇ જાય છે એ અનુભવસિદ્ધ ઉપાય છે

૩–કાયફળ એક તોલો, હીંગોત્રીના પાત્રા એક તોલો, કાકડાશીંગ એક તોલો, અરડુસો એક તોલો, અતિવિષની કળી એક તોલો, લવંગ એક તોલો, સીંધવ એક તોલો, ખેરસાલ એક તોલો તથા પીપર એક તોલો લઇ બારીક ચૂર્ણ કરી બબે વાલને વજને ચાર ચાર કલાકને અંતરે મધમા આપવાથી તમામ જાતની ઉધરસ સારી થઇ જાય છે.

૪-કાસારિ–ફટકડી તોલા આઠ લઇ તેને આકડાના દુધમા ખલ કરવો પછી તેને ઠીકરાના કોડીયામા ભરી દેવતા પર મુકી ફુલાવવી, ફુલી ગયા પછી પાછો આકડાના દુધમા ખલ કરી પાછી ફુલાવવી એવી રીતે ત્રણ વખત આકડાના દુધમા ખલ કરી ફુલાવવી ત્યાર બાદ બારીક વાટી તેમા હીંગળોક અડધો તોલો, નરલવંગ અડધો તોલો, પીપર અડધો તોલો, જેઠીમધનો શીરો અડધો તોલો લઇ બારીક વસ્રગાળ કરી પાનના રસમા ખલ કરી વટાણા પ્રમાણે ગોળી વાળવી દરરોજ ત્રણ ત્રણ કલાકે ત્રણ ત્રણ ગોળી પાણી

સાથે આપવાથી પાચે પ્રકારની ઉધરસ આરામ થઇ જાય છે. એ અનુભવસિદ્ધ ઉપાય છે

૫—બેહેડાની છાલ એક તોલો, દાડમની છાલ એક તોલો, એલચી એક તોલો, પીપર એક તોલો, લવ ગ એક તોલો, વાસકપુર એક તોલો, જેઠીમધનો શીરો એક તોલો લઇ બારીક ચુર્ણ કરી ઠળીયા કાઢેલી કાળી દરાખ આઠ તોલા લઇ બારીક વાટી તેમા ઉપલુ ચૂર્ણ મેળવી ચણીબોર જેવડી ગોળી વાળવી દરરોજ ચાર ચાર ગોળી ત્રણ ત્રણ કલાકે આપવાથી તમામ જાતની ઉધરસ અને હાફ આરામ થઇ જાય છે એ અનુભવસિધ્ધ ઉપાય છે

૬—આકડાના ફુલની અ દરની કળીયો એક તોલો, કાળા મરી એક તોલો, લવ ગ એક તોલો, સુવર્ણમાક્ષીકની ભસ્મ તોલા ત્રણ, વાસકપુર તોલા ત્રણ લઇ બારીક વાટી અરડુસાના રસમા એક દીવસ ઘુટી વટાણા પ્રમાણે ગોળીયો વાળવી દરરોજ ત્રણ ત્રણ ગોળી ત્રણ ત્રણ કલાકને અ તરે પાણી સાથે આપવાથી તમામ જાતની ઉધરસ અને હાફ આરામ થઇ જાય છે એ અનુભવસિધ્ધ ઉપાય છે

## કરમનો—જંતુવિકાર—કૃમી રોગ

## થવાનું કારણ શું !!

શરીરના અ દરના ભાગમા અને બહારના ભાગમા મળીને એકવીસ પ્રકારના કૃમી ઉત્પન્ન થવાનુ વૈદકશાસ્ત્રમા વર્ણવેલુ છે અને તેના બે વિભાગ પાડેલા છે કેટલાક શરીરના બહારના ભાગમા પરસેવાથી ઉત્પન્ન થનારા જુ, લીખ વીગેરેને પણ જ તુવિકારમા ગણેલા છે પરંતુ વિશેષ કરીને શરીરના અ દરના ભાગમા લોહી બગડવાથી કે પેટમા

બગાડ થઈ કચરો એકઠો થવાથી ઉત્પન્ન થનાર કૃમીઓ વધારે દુખ દેનારા હોય છે અભણ અને મુર્ખ લોકોનું એમ માનવુ છે કે શરીરમા જન્મ થતાની સાથેજ કરમનુ બધારણુ હોય છે અને તે જો શરીરમાથી તમામ બહાર નીકળી જાય તો શરીર તુટીજઇ મરણુ થાય છે આવું માનવુ તે ઘણુજ ભુલ ભરેલુ છે. જેવી રીતે ગદકીવાળી જગ્યામા અથવા ગટરમા કચરો ભેગો થવાથી અદર જીવડા પાકે છે તેવીજ રીતે પેટમા અને શરીરના કોઇ પણુ ભાગમા બગાડ ભેગો થવાથી તેમા જીવજતુઓનો ઉપદ્રવ જરૂર જોવામા આવે છે તેમા મુખ્ય પેટમા ઉત્પન્ન થનારા કૃમીઓનુ વર્ણન અને તેના ઉપાયો આ સ્થળે લખવામા આવેલા છે

ખાધેલો ખોરાક પાચન થયો ન હોય છતા ઉપર બીજો ખોરાક ખાવાથી, અજીર્ણ ઉત્પન્ન થવાથી, ખટમધુર પદાર્થોનુ વારંવાર ભક્ષણુ કરવાથી મીઠાશવાળા પદાર્થો હમેશા ખાવાની ટેવ રાખવાથી, ઘી, ગોળ ખાડ અને લોટ ભેગા કરી બનાવેલા પદાર્થોનુ વારવાર સેવન કરવાથી કોઇ પણુ જાતની મહેનત કે કસરત ન કરતા ખાઇને દીવસે સુઇ રહેવાથી અથવા પ્રકૃતિને માફક આવે નહી એવા મિષ્ટાન કે ભારે પદાર્થોનુ હમેશા ભક્ષણુ કરવાથી અને પેટમા મળ એકઠો થઇ બગાડ ભેગા થવાથી પેટમા કરમનો વ્યાધિ લાગુ પડે છે જેને કરમનો ઉપદ્રવ થયો હોય તેને તાવ આવે છે, ઉલટીની ઉબક આવે છે, શરીરમા સુસ્તી અને ઘેન જેવુ રહે છે, આખે અધારા આવે છે, મોઢાનો સ્વાદ બગડી જાય છે, ખાવાપીવાપર અરૂચી ઉત્પન્ન થાય છે, પેટમા દુખાવો થાય છે, છાતીમા ગભરામણુ અને પીડા ઉત્પન્ન થાય છે અને પેટમા ઘુઘવાટા થઇ પાણી જેવા ઝાડા થાય છે

# કરમવાળાને કેવા ઉપાય કરવા ?!

૧-કૃમિરીપુ ચૂર્ણ-કાળીજીરી, કાચકા, કપીલો, વાવડીંગ, લીમડાની લીંબોડી, કરમાણી અજમો અને હીમજીહરડે એ દરેક ચીજ અકેક તોલો અને નીસોતર તથા કપીલો એ બને ચાર ચાર તોલા લઇ ખાડી બારીક ચૂર્ણ કરી હરરોજ બબે આનીભારને વજને ચાર ચાર કલાકને અતરે પાણી સાથે આપવાથી તમામ જાતના કરમ તેના તમામ ઉપદ્રવો સાથે આ ામ થઇ જાય છે

૨-કપીલો, કાચકા, હીકામાલી, એળીયો વાયવડગ અને ઇંદ્રજવ એ દરેક ચીજ અકેક તોલો લઇ કાચકીના પાત્રાના રસમા બારીક ઘુટી વટાણા પ્રમાણે ગોળી વળી હરરોજ બબે ગોળી ત્રણ ત્રણ કલાકે ગરમ પાણી સાથે આપવાથી પેટમાનો તમામ બગાડ નીકળી જઇ કરમનો રોગ જડમુળથી જતો રહે છે.

૩-કૃમીકોઠાર-નીસોતર, સોનામકી, કાચકા, ઇંદ્રજવ, કોલમ અને કપીલો દરેક ચીજ અકેક તોલો અને એળીયો તથા હીકામાલી અને હરડે એ બબે તોલા લઇ બારીક વસ્ત્રગાળ કરી કાચકીના પાત્રાના રસમા ઘુટી મગ પ્રમાણે ગોળી વાળી દર ત્રણ ત્રણ કલાકે ત્રણ ત્રણ ગોળી ગરમ પાણી સાથે આપવાથી કરમનો ઉપદ્રવ ત્રણજ દીવસમા આરામ થઇ જાય છે

૪-કરમાણી અજમો એક તોલો, વાયવડગ એક તોલો, કપીલો બે તોલા અને હીમજીહરડે એક તોલો અને સોનામકી એક તોલો લઇ બારીક ખાડી વસ્ત્રગાળ કરી બબે વાલને વજને ચાર ચાર કલાકને અતરે મધ અગર પાણી સાથે આપવાથી કરમ અને તેના તમામ ઉપદ્રવો આરામ થઇ

જાય છે. નાની ઉમરનાને ઘણે ઓછે વજને ઉમરના પ્રમાણમા આપવુ

૫–કમિઘ્નગુટીકા–હીંગ એક તોલો એળીયો ત્રણ તોલા હીકામાહી ત્રણ તોલા, સુઠ એક તોલો અને કાચકા એક તોલો લઇ બારીક વાટી કાચકીના રસમા એક દીવસ ઘુટી મગ પ્રમાણે ગોળી વાળવી દરરોજ બબે ગોળી ત્રણ ત્રણ કલાકે ગરમ પાણી સાથે આપવાથી કરમ અને તેના તમામ ઉપદ્રવો આરામ થઇ જાય છે

નાના બચ્ચાઓને તેની ઉમરના પ્રમાણમા અડધી અથવા એક ગોળી પાણીમા ઘસીને આપવી

૬–ઉપલી દવાઓ ચાલતી હોય તે દરમ્યાન દર્દીને, મીઠાસ, ખટાસ અને ચીકાસવાળા પદાર્થોની સખત પરેજી પળાવવી નાના ધાવણા બાળકોની માને પણ સખત પરેજી રખાવવી

## ગુલ્મવાયુ–ગોળાનો રોગ શાથી લાગુ પડે ? !

પાચન થઈ શકે નહીં એવા ભારે મિષ્ટાન પદાર્થો, ઠડા, વાસી. વાયડા અને શિતળ પદાર્થોનુ વારવાર સેવન કરનારને મળ અથવા અપાનવાયુનો અવરોધ થવાથી પેટના આતરડામા વાયુનો ગોળો ઉત્પન્ન થઇ આતરડુ ફુલી આવે છે અને જે ભાગમા તે ગોળો જાય છે ત્યા દરદ ઉત્પન્ન થાય છે. આ રોગ વૈદકશાસ્ત્રમા પાચ પ્રકારનો વર્ણવેલો છે.

પેટમા પેઢુમા કે અ'તરડામા વાગવાથી માર લાગવાથી. પડવાથી કે પછાડથી લોહી એકઠુ થઈ ગાઠ બધાઇ જાય છે તેને રકત ગુલ્મ કહે છે. ગોળાના દરદીનુ પેટ હમેશા

ચઢેલુ રહે છે, પેટમા ઘુઘવાટા થાય છે અને વાયુ આમ તેમ દોડે છે અને શરીરના જે ભાગમા વાયુ જાય છે ત્યા દરદ ઉત્પન્ન થાય છે વારવાર ઓડકાર આવે છે ભુખ લાગતી નથી અને ભુખ્યા હોવા છતા પેટ ફુલેલુ રહે છે, ઝાડો બજ રહે છે અને શરીરમા બેચેની રહે છે

## ગોળાનું દરદ કેમ દુર થાય ?

૧–ગુલ્મગલિતરસ–કાંદાનો રસ એક તોલો, આદાનો રસ એક તોલો, તુલસીના પાત્રાનો રસ એક તોલો, લીલા લસણનો રસ એક તોલો, કુવાડીયાની ભાજીના પાત્રાનો રસ એક તોલો, લીલા અજમાના પાત્રાનો રસ એક તોલો, ફુદનાનો રસ એક તોલો અને લીલી ગળોનો રસ એક તોલો, લઇ સઘળાને ભેગા કરી તેના છ ભાગ કરવા, દરરોજ એકેક ભાગ દર ત્રણ ત્રણ કલાકે આપવાથી પાચે પ્રકારના ગોળાનો રોગ જતો રહે છે આ ઉપાય ચાલતો હોય એટલા દિવસ દરદીને ખોરાકમા બીલકુલ અનાજ આપવુ નહીં પરતુ ફકત દુધની કાજી અને મોસબીલીંબુના રસ ઉપરજ રાખવો

૨–ગુલ્માતક ચૂર્ણ–કુલવેલી હીંગ ત્રણ તોલા, અજમો, અજમોદ, સીંધવ. સાજીખાર, સચળ, જીરૂ, શાજીરૂ, જવસાર, વાયવડગ, સુઠ મરી, પીપર, પીપળીમુળ એ દરેક ચીજ અકેક તોલો અને કુવાડીયાના બીયા ત્રણ તોલા લઇ ખાડી બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી દરરોજ ત્રણ ત્રણ કલાકે બબે આનીભારને વજને ગરમ પાણી સાથે આપવાથી ગુલ્મવાયુનો ગોળો દુર થઇ જાય છે

૩–ગુલ્માતક ગુટીકા–વાપુભા, વાયવડગ, અજમો, અજમોદ, અનીસુન, રાઇ, શખભસ્મ, સુઠ, મરી, પીપર,

સચળ, સીંધવ સાજીખાર અને હીમજીહરડે એ દરેક ચીજ એકેક તોલો અને કુલવેલી હીંગ ત્રણ તોલા લઇ બારીક વસ્ત્રગાળ ચૂર્ણ કરી તે ચૂર્ણને લસણની કળી શેર અડધો બારીક વાટી તેની અંદર ઉપલુ ચુર્ણ મેળવી એક દીવસ ખલ કરી ચણીબોર જેવડી ગોળી કરવી, દરરોજ ત્રણ ત્રણ કલાકે ત્રણ ત્રણ ગોળી ગરમ પાણી સાથે આપવાથી વાયુના ગોળાનો રોગ અને તેના તમામ ઉપદ્રવો આરામ થઇ જાય છે. એ અનુભવસિદ્ધ ઉપાય છે. દરદીને ખોરાકમા ફક્ત બાજરી સેકીને તેની કાજી પાણીમા કરી મીઠુ નાખી આપવી એ શીવાય બીજુ કાઇજ આપવુ નહીં

૪–ગુલ્મવિનાશક ગોળી–ટંકણખાર, સચળ સીંધવ, સાજીખાર, કુવાડીયાના બીયા, સુઠ, મરી, પીપર પીપળી મુળ એક દરેક ચીજ એકેક તોલો અને કુલવેલો હીંગડો ચાર તોલા લઇ સઘળાને ખાડી બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી એક દીવસ આદાના રસમા ઘુટી ચણીબોર જેવડી ગોળી વાળવી દરરોજ ત્રણ ત્રણ ગોળી ત્રણ ત્રણ કલાકે ગરમ પાણી સાથે આપવાથી વાયુના ગોળાનો રોગ તેના તમામ ઉપદ્રવો સહીત આરામ થઇ જાય છે

દરદીને વાયુકર્તા, કડા, પાચન થવામા ભારે અને વાયડા પદાર્થો બીલકુલ આપવા નહીં બાજરીના લોટની કાજી ફક્ત મીઠુ નાખીને આપવી

૫–સાજીખાર, જવખાર, સીંધવ, સચળ, વરાગડુ મીઠુ સુરોખાર, નવસારખાર અને સચોરો એ દરેક ચીજ ચાર ચાર તોલા લઇ બારીક વાટી એક હાલ્લામા ભરવુ પછી ઉપર એક કોડીયુ ઢાકી કપડમીટ કરવુ અને અડાયા છાણાની ગજપુટ ભઠ્ઠીમા પકાવવુ બીજે દીવસે કાઢી બારીક વાટી વસ્ત્રગાળ કરી તેમા સુઠ, મરી, પીપર, પીપળીમુળ અને

શંખ ભસ્મ અકેક તોલો અને ફુલવેલો હીંગડો ત્રણ તોલા લઇ બારીક વસ્ત્રગાળ કરી ઉપલા ચુર્ણમા મેળવી દેવુ તેમાથી દરરોજ બએ આનીભારને વજને ત્રણ ત્રણ કલાકને અતરે ગરમ પાણી સાથે આપવાથી પાચે પ્રકારના ગુલ્મના ગોળાનો રોગ તેના તમામ ઉપદ્રવો સહીત સારો થઇ જાય છે. એ અનુભવસિદ્ધ ઉપાય છે. આ દવા ચાલતી હોય ત્યારે દરદીને ગરમ દુધ શિવાય બીજુ કાઇ ખોરાકમા આપવુ નહીં

## નારૂ—વાળો નીકળવાનું કારણ શું ? !

ઘણા વખતની જુની વાવ કે કુવા અથવા તળાવ કે જેમા ઘાસ, પાત્રા, કચરો વીગેરે પડતુ હોય અગર વપરાસ વગર અવાવરૂ પડયા હોય અને ગાળવામા આવતા ન હોય તેમાનુ પાણી પીવામા આવવાથી અગર જેમા મેલવાળા કપડા વીગેરે ધોવામા આવતા હોય એવુ જ દુ પાણી પીવામા આવવાથી શરીરમા નારૂ—વાળાનો રોગ ઉત્પન્ન થાય છે શરીરના બીજા ભાગ કરતા તે પગના ભાગમા વિશેષ નીકળે છે. જે જગ્યાપર વાળો નીકળવાનો હોય તે જગ્યાપર પ્રથમ ખજવાળ આવી ફોલ્લો થાય છે તે પાકીને પછી તેમાથી સુતરના તાર જેવો લાબો જીવડો નીકળવા માડે છે તેને વાળો કહે છે તે જો થોડો નીકળી તુટી જાય તો તેમા ઘણી વેદના થાય છે અને તેના જોરનો તાવ પણ આવે છે દરદવાળા ભાગપર સોજો આવી વેદના થાય છે તે દરરોજ થોડો થોડો બહાર નીકળતો જાય છે અને આખો બહાર નીકળી ગયા પછી તે જગ્યાપર રૂઝ આવી જાય છે, જેવા વિકારવાળુ પાણી પીવામા આવે છે તેવા દોષના વિકારનો વાળો ઉત્પન્ન થાય છે. ઘણી વખત તે એક પછી એક એમ ઉપરાચાપરી નિકળ્યાજ કરે છે વાળાના દરદીને નિચે લખેલા ઉપાયો અનુક્રમે આપવા

૧–વાળો નીકળવાની જગ્યાપર સોજો આવી અગન બળતી હોય અગર દરદ થતુ હોય તો લીમડાના પાત્રા બારીક વાટી તેનાપર મુકી પાટો બાધવો એટલે અગન અને દરદ દુર થશે

૨–હીંગ ફુલવેલી એક તોલો, સોનાગેરૂ અડધો તોલો અને કપુર એક આનીભાર લઇ બારીક વાટી તેમાથી ત્રણ ત્રણ વાલને વજને ચાર ચાર કલાકે પાણી સાથે આપવાથી વાળાની વેદના ઓછી થઇ તે આખોને આખો બહાર નીકળી જાય છે

૩–હીંગ ફુલવેલી એક તોલો અને ટકણખાર ફુલવેલો એક તોલો, કડુ એક તોલો, કાચકા એક તોલો, અને કાળા મરી એક-તોલો લઇ બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી દર ચાર ચાર કલાકે ત્રણ ત્રણ વાલને વજને પાણી સાથે આપવાથી વાળાની તમામ વેદના બધ થઇ વાળો બહાર નીકળી જાય છે

૪–હીંગ ફુલવેલી એક તોલો, ફટકડી ફુલવેલી એક તોલો અને કપુર એક તોલો લઇ બારીક વાટી ગોળમા ગોળી ચણીબોર જેવડી વાળવી દરરોજ ત્રણ ત્રણ કલાકે ત્રણ ત્રણ ગોળી પાણી સાથે આપવાથી વાળાનો જતુ મરી જઇ બહાર નીકળી જાય છે

૫–લીમડાની લીંબોડી એક તોલો, હીંગ ફુલવેલી એક એક તોલો ટકણખાર ફુલવેલો એક તોલો અને કાળા મરી અડધો તોલો લઇ બારીક વાટી વસ્ત્રગાળ ચુર્ણ કરી ત્રણ ત્રણ કલાકને અતરે બબે આનીભારને વજને ગરમ પાણી સાથે આપવાથી વાળો અને તેની તમામ વેદના વિદાય થઇ જાય છે

# નાકમાં દરદ નીકળવાનું કારણ શું ? !

વાતપિત્તાદી દોષોમા હરકોઇનો પ્રકોપ થવાથી, મગજે વિશેષ ગરમી કે સરદી લાગવાથી, અતિશય ઉજાગરો થવાથી કે ગરમીનો ઉપદશાદી રોગ લાગુ પડવાથી અથવા અજીર્ણ વિકાર ઉત્પન્ન થવાથી નાકમા અગર નસકોરામા અનેક પ્રકારની પીડા ઉત્પન્ન થાય છે સરદી લાગવાથી રસવિકાર ઉત્પન્ન થઇ મળેખમ થઇ નાક ગળવા માડે છે અગર બધ થઇ જાય છે તાગવુ અને નસકોરા સુકાય છે અથવા દુર્ગંધવાળો બલગમ પડવા માડે છે પિત્તનો પ્રકોપ વિશેષ હોય તો નાકની અદર ફોલ્લા થઇ આવે છે અગર ચાદી પડે છે તેમાથી પાકીને પરૂ પડવા માડે છે જો કફનો પ્રકોપ વધારે હોય અને તેની સાથે વાયુનુ પ્રધાનપણુ હોય તો પીનસ નામનો રોગ ઉત્પન્ન થાય છે તેમા પ્રથમ નાક સુકાઇ જાય છે પછી નાક ગળવા માડે છે, સારી કે નઠારી વાસ આવતી નથી અને ધુમાડા જેવી વાસ આવવા માડે છે નાકમાથી દુર્ગંધ નિકળ્યા કરે છે એથી પણ વધારે રોગ વધે તો અને લોહીમા, ચામડીમા કે હાડકામા ગરમી ઉતરી પડે તો અથવા શરીરમા ગરમીના રોગની વિક્રીયા રહી ગઇ હોય તો નાકનુ હાડકુ સડવા માડે છે અને તેમાથી જીવડા પડવા માડે છે અથવા નાકમા કે તાળવામા નાસુર પડે છે, અદર બળત્રા બળવા માડે છે તથા દુખાવો થાય છે અને છેવટે નાક પણ ખરી પડે છે આટલી હદ સુધી પહોચેલો વ્યાધિ અસાધ્ય થઇ જાય છે અને તેથી આખરે દરદી પીલાઇ પીલાઇને મરણ પામે છે

# નાકના દરદ શાથી દુર થાય ?!

૧–પીન્નસ પ્રયોગ–નાગકેસર, કેવડો અને મોગરાના ફુલ એ ત્રણે ચીજ બબે આનીભાર લઇ ગાયનુ ઘી પાશેર

લઇ તેમા તળીનાખી તે ઘી ગાળી લઇ નાકમા મુકવાથી સળેખમ, નાકમાથી પડતુ લોહી અને પીન્નસ પાચજ દીવસમા પલાયન થઇ જાય છે

૨-લીલી દરોઇનો રસ એક તોલો, કપુર આઠ આનીભાર, દાડમના ફુલની કળી અડધો તોલો લઇ ત્રણે ચીજને પાશેર ગાયના ઘીમા તળી તે ઘી ગાળી નાકમા મુકવાથી ગરમી અગર સર્દીથી ઉત્પન્ન થયલા નાકના તમામ દરદો દુર થઇ જાય છે

૩-ચ પેલીની જડ, કેવડાની જડ અને ગુલાબના ફુલ અને દુધીનો મગજ એ દરેક ચીજ પાવલીભાર લઇ ગાયના પાશેર ઘીમા કકડાવી તે ઘી ગાળીલઇ નાકમા ટીપા મુકવાથી ગરમીથી અગર કોઇપણ કારણથી થયલુ નાકનુ દરદ દુર થઈ જાય છે

૪-ગુલાબના ફુલની, દાડમના ફુલની અને ચ બેલીના ફુલની કળીયો તથા કમળના કેસર અકેક તોલો લઇ ગાયના ઘી અડધા શેરમા તળી તે ઘી ગાળી નાકમા મુકવાથી પાચજ દીવસમા પીન્નસનો રોગ પલાયન થઇ જાય છે

૫-ઉપદ શાદિ ગરમીના રોગની અસરથી જો નાકનુ દરદ ઉત્પન્ન થયુ હોય તો ઉપદ શ-ગરમીના વિષયમા વર્ણવેલા ઔષધો દર્દીને ખાવામા આપવા અને ગાયના તાજા ઘીમા સુખડનુ અને મોગરાનુ તેલ મેળવી તે નાકમા સાજ સહવાર મુકવાથી નાકના તમામ દરદો દુર થઇ જાય છે

## પાંડુ રોગની પીડા થવાનુ કારણ શું ?

અતિશય તેલ મરચા વિગેરે ગરમાગરમ મસાલાવાળા પદાર્થોનુ વારવાર સેવન કરનારને તેમજ અતિશય દાહ ઉત્પન્ન કરનારા ખોરાકનુ નિત્ય ભક્ષણ કરનારને તથા અતિશય ખાટા પદાર્થોપર વધારે પ્રિતિ રાખનારને માસ,

મધ, માછલા વિગેરેનુ નિરતર સેવન રાખનારને તથા અતિશય વિષયાસકત માણુસને અથવા ધુળ, માટી કે કચરાવાળી વસ્તુ પેટમા જવાથી તથા ભુખ લાગ્યા છતા ખોરાક ન લેતા વારેઘડીએ ચાનુ સેવન રાખનારને લોહીમાના રાતા રજકણો ઘટી જઇ દરદીનુ શરીર ફીકકુ પડી જાય છે તેમજ લોહીની સાથે પીત્ત મળી જવાથી શરીર પીળુ પડી જાય છે. પાડુરોગવાળાને હાથેપગે અને મોઢે સોજા આવી જાય છે શરીર દીનપરદીન ગળાઇ જાય છે અને પેટ મોટુ થઇ જાય છે પાચનશકિત બીલકુલ જતી રહે છે અને ઝાડા તથા પીશાબ પીળા રગનો થાય છે શરીરમા સુસ્તિ તથા બેચેની રહે છે તથા કોઇ કોઇ દીવસ તાવ પણ ભરાઇ આવે છે અને એટલે સુધી નબળાઇ થઇ જાય છે કે દરદી પોતાની મેળે ઉઠી શકતો નથી અને શરીર ધુજી જાય છે આ રોગમા જો દરદીને અતિસાર જેવા ઝાડા થવા માડે તો રોગ અસાધ્ય થઇ જાય છે અને દરદી પીલાઇ પીલાઇને મરણ પામે છે

## પાંડુ રોગમાં કેવી દવા આપવી ?

૧–પાડુ પ્રયોગ–લોખડના વાસણમા ગાયનુ દૂધ ઉકાળવુ, ત્રણ ઉભરા આવે ત્યારે નીચે ઉતારીને લોખડના કકડાને લાલચોળ તપાવી દુધમા બોળવો, એવી રીતે ત્રણવાર ગરમ કરી દુધમા બોળવો પછી તે દુધમાથી પાશેર દૂધ લઇ તેમા શુદ્ધ શિલાજીત બે વાલને વજને નાખવી દુધમા શિલાજીત ઓગળી જાય એટલે તે દુધની સાથે જાબુમા અથવા કુવારના રસમા મારેલી લોહભસ્મ અથવા મડુરભસ્મ એક વાલ શુદ્ધ ગળો સત્વ એક વાલ અને પીપર અડધો વાલ મેળવી ત્રણ ભાગ કરી દીવસમા ત્રણ વખત આપવાથી પાડુ રોગની તમામ પીડા પદર દીવસમા આરામ થઇ જાય છે.

આ ઉપાય ચાલે ત્યા સુધી દરદીને ફક્ત ગાયનુ ગરમ કરેલુ દુધ અને મોસબીલીંબુ શિવાય બીજુ કાઇજ આપવુ નહીં આ અનુભવસિદ્ધ ઉપાય છે

દરદીને કુવાના પાણીમા લોખડ તપાવીને લાલચોળ કરી છમકારેલુ પાણી પીવા આપવુ ચા તદન બ ધ કરાવવી ફક્ત દુધ શીવાય બીજુ કાઇ આપવુ નહીં

૨–લોહભસ્મ એક તોલો, આમળા ત્રણ તોલા, ગળો સત્વ એક તોલો, હીમજીહરડે એક તોલો, બેહેડાની છાલ એક તોલો, પીપર ત્રણ તોલા અને પીપગીમુળ ત્રણ તોલા લઈ ખાડી બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી દરરોજ ત્રણ ત્રણ વાલને વજને ચાર ચાર કલાકે આમળાના મુરબ્બામા આપવાથી પાડુરોગ અને તેની તમામ પીડા પલાયન થઇ જાય છે

૩–ઇદ્રજવ એક તોલો, પટોળપત્ર એક તોલો, કરીયાતુ એક તોલો, હરડાદળ એક તોલો બેહેડાદળ એક તોલો, આમળા એક તોલો અને લોહભસ્મ ત્રણ તોલા લઇ બારીક વસ્ત્રગાળ ચૂર્ણ કરી દરરોજ ત્રણ ત્રણ કલાકે પાણી સાથે ત્રણ ત્રણ વાલ આપવાથી પાડુરોગ અને તેની તમામ પીડા દુર થવા માડે છે

૪–શિલાજીત એક તોલા, નાકર એક તોલો, લોહભસ્મ ત્રણ તોલા સુવર્ણમાક્ષીક ભસ્મ એક તોલો, ગળોસત્વ એક તોલો અને કરીયાતુ એક તોલો લઇ બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી મધમા ગોળી ચણીબોર પ્રમાણે વાળવી દરરોજ ચાર ચાર કલાકે ચાર ચાર ગોળી પાણી સાથે આપવાથી પાડુ રોગ અને તેની તમામ પીડા દુર થઇ જાય છે

૫–મોટી હરડે એક શેર લઇ અધબોખરી કરી ગાયના મુતરમા પલાળવી બીજે દીવસે તડકે સુકવી પાછી પલાળવી

એવી રીતે સાત દીવસ કરી તેનુ ખાડી બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરવુ પછી તેમા લોહભસ્મ ત્રણ તોલા, સુવર્ણમાક્ષીક ભસ્મ ત્રણ તોલા અને શીલાજીત સાત તોલા મેળવી તેની વટાણા જેવડી ગોળી વાળી દરરોજ ત્રણ ત્રણ કલાકે ચાર ચાર ગોળી પાણી સાથે આપવાથી પાડુ રોગ તેની તમામ પીડા સાથે પલાયન થઇ જાય છે

પાડુ રોગવાળાને જલ્દીથી પાચન થઈ જાય એવા હલકા પદાર્થો ખાવાપીવામા આપવા તેલ, મરચા, મસાલા વીગેરે દાહ કરનારા પદાર્થો બીલકુલ આપવા નહીં તેમજ સરદી અને વાયુ ઉત્પન્ન કરે એવા ખટાસવાળા પદાર્થો બીલકુલ આપવા નહીં

## નાના બાળકોની તબીયત બગડવાનું કારણ શું ?!

નાના બાળકોની તબીયત બગડવાના અનેક કારણો છે, તેમા પણ મુખ્ય તેની માતાઓની બેદરકારીનુ જોવામા આવે છે. પાચન થવામા ભારે, વાયડા, ટાઢા કે વાસી પદાર્થોનુ ભક્ષણ કરવાથી અથવા મિષ્ટાન પદાર્થો ખાવાનો માહાવરો રાખવાથી ધાવણનુ દુધ પાચન થવામા ભારે અને અયોગ્ય થઇ બગડી જાય છે અને એવુ બગડેલુ દુધ બાળકોને ધવડાવવાથી બચ્ચાઓની તબીયત બગડે એમા શુ નવાઇ ? !

જેવી રીતે ખાવાપીવામા સાવચેત રહેવાની જરૂર છે અને સખત પરેહજી પાળવાની જરૂર છે. તેવીજ રીતે બહારની સરદી કે ગરમી લાગે નહીં તેની સભાળ રાખવાની પણ વધારે અગત્ય છે

વગર જરૂરે પાચન થઇ શકે નહીં એવા પદાર્થો બાળકોને પીવડાવવા કે ચટાડવા એ પણ ઘણુ નુકશાનકર્તા છે.

રોગીષ્ટ માબાપોથી ઉત્પન્ન થયલી પ્રજા તો જન્મથીજ રોગીષ્ટ અને દુબળ હોય છે, પરંતુ નિરોગી શરીરવાળા માબાપોના બાળકોને બચપણમા બિમારી આવવાનુ ખરૂ કારણ કયા તો તેઓને આપવામા આવતો અયોગ્ય ખોરાક કે દુધ અથવા તેઓનુ બરાબર જતન નહીં થવાનુ હોય છે.

તે શિવાય કુદરતી રીતે બાળકોને દાત આવવાથી તાવ, ઝાડા વિગેરે ઉપદ્રવો થાય છે તે દત ફુટયા પછી આપો આપ બધ થઇ જાય છે

બાળકોને દવા પાવા કરતા તેની માતાઓને અયોગ્ય આહાર વિહારની સખત પરેહજી રખાવવી અને તેઓના શરીરને તથા દુધને સુધારવાના યોગ્ય ઉપાયો કરવા એ વધારે શ્રેષ્ટ છે જેથી બાળકોને થતા દરદો વગર દવાએ સારા થઇ જાય છે

નાના બાળકોને બચપણમા કુદરતી રીતે થતા દરદોમા મુખ્ય દાત આવતી વખતે થતા ઉપદ્રવો તાવ, ઉધરસ, ઉલટી, ઝાડા અને કાન પાકી તેમાથી પરૂ નીકળવુ વીગેરે વિશેષ જોવામા આવે છે તેને માટે વધારે સખત દવાઓ ન આપતા સાધારણ રીતના ગરગથુ ઇલાજો કરવા જોઇએ તે શિવાય સસણી–વરાધ, વાવળી સુકતાન, ઉંટાટીયુ, ઉધરસ, કે તેમાના હરકોઇના જોરનો આવતો તાવ અથવા પેટમા બગાડ ભેગો થવાથી ઉત્પન્ન થયલો કરમનો ઉપદ્રવ વિગેરે થતા હોય તો નિચે લખેલા ઉપાયો અનુક્રમે કરવા

૧–બાળાગોળી–સુવા, કાચકા, વાયવડગ, કરીયાતુ, કોલમ, અજમો, કપીલો, વાપુભા, દીકામાલી, સુઠ મરી, પીપર, કાળીજીરી અને કડુ એ દરેક ચીજ અકેક તોલો

અને એળીયો ત્રણ તોલા લઇ તેને બારીક ખાડી કાચકીના આત્રાના રસમા એક દીવસ ઘુટી પછી તેની બાજરીના દાણા જેવડી ગોળીયો વાળવી. આ ગોળી જે બાળકની તબીયત બગડી હોય તેને તેની ઉમરના પ્રમાણમાં એકથી ત્રણ ગોળી વાટી પાણીમા અથવા દુધમા આપવાથી, તાવ, કરમ અને તેથી થતા ઝાડા, ઉધરસ, સસણી-વરાધ અને વાવળી વીગેરે ઉપદ્રવો આરામ થવા માટે છે એ અનુભવસિદ્ધ ઉપાય છે વરસ દીવસની અંદરના નાના બાળકને અડધી ગોળી દુધમા વાટી આપવી.

બાળકોને થતો સુકતાનનો રોગ કે જેમા બાળક ગળાઇ જાય છે અને તેની ચરબી ગળાઇ જઇ સુકાઇને હાડપીંજર જેવુ થઈ જાય છે તેની સાથે શરીરમા તાવ હોય છે અને ઝાડા પણ થાય છે અને દીનપરદીન બાળકની ચામડી ઝુલી જાય છે.

બાળકોને થતો પારિગર્ભિંગ-(પાહુડાનો) રોગ તેની માતાઓની ખાસ ભુલનુ પરિણામ હોય છે ગર્ભવાળી સ્ત્રિઓ ધાવણા બાળકોને ધવરાવે છે, તેથી બચ્ચાના હાથ પગ ગળાઇને પાતળા થઇ જાય છે અને પેટ ગોળીના આકારનુ મોટુ થઈ જાય છે તેની સાથે તાવ, ખાસી ઝાડા વગેરે ઉપદ્રવો હોય છે. આવા બાળકો પીંડરોગીયા જેવા થઇ જઈ પીલાયા કરે છે આવા રોગવાળા બાળકોને તેની માનુ દુધ અથવા બીજુ કોઇપણ જાતનુ દુધ ન આપતા ફક્ત જવ વાટીને તેનું નિતર્યું પાણી કરી તેમા જરા મીઠુ નાખી ઉકાળીને આપ્યા કરવુ અને નિચે લખેલા ઉપાયો અનુક્રમે આપવા

૨-સુકતાન સુધારક ગોળીયો-કાકડાશીંગ, અતિવિષની કળી, કોલમ, કાસનીની જડ અને કરીયાતુ એ દરેક ચીજ

અકેક તોલો લઇ ખાંડી બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી કાચકીના પાત્રાના રસમા ઘુંટી મગ જેવડી ગોળીઓ વાળવી. સુકતાનવાળા બાળકોને અડધીથી એક ગોળી તેની ઉમરના પ્રમાણમા દુધમા ઘસીને આપવાથી સુકતાનના સઘળા ઉપદ્રવો આરામ થઈ બાળક રૂષ્ટ પુષ્ટ બને છે. આ ગોળીથી બાળકોને થતો પારિગભિંક-(પાલુડો લાગવાનો રોગ) પણ સારો થાય છે

નાના ધાવણા બાળકોને ઘણાજ થોડા પ્રમાણમા આપવુ

૩-સુકતાનવાળા બાળકને શરીરે ચોપડવાનુ ઘી-ગાયનુ ઘી શેર એક લાવી તેને ગરમ કરી તેમા લીલી ગળોનો રસ પાશેર તથા કડવા લીમડાના પાત્રાનો રસ પાશેર તથા ગુલાબજળ પાશેર નાખી ઘીને ઉકાળવુ જ્યારે બધો રસ બળી જાય અને એકલુ ઘી રહે ત્યારે કપડાથી ગાળી લઇ કાચની બધ બુચની બાટલીમા ભરી રાખવુ આ ઘી દરરોજ સુકતાનવાળા બાળકને શરીરે સહવારમા ચોળવાથી ગળાઇને સુકાઇ ગયલુ બાળક શરીરે રૂષ્ટ પુષ્ટ બને છે જેને તાવ આવતો હોય તેને આ ઘી ચોળવા આપવુ નહીં

જ્યારે બાળકના શરીરમા તાવ ભરેલો હોય ત્યારે આ ઘી ચોળી નવડાવવુ નહીં

૪-કૃમિરીપુ-બાળકોના કરમ ઉપર-ઓળીયો, હીકામાલી, સેકેલા કાચકાની મીંજ, કપીલો મોટી હરડે અને કરીયાતુ એ દરેક ચીજ અકેક તોલો લઇ બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી કાચકીના પાત્રાના રસમા એક દીવસ ઘુટી રાઇના દાણા પ્રમાણે ગોળી વાળવી કરમના ઉપદ્રવવાળા બાળકને તેની ઉમરના પ્રમાણમા એકથી ત્રણ ગોળી દરરોજ દીવસમા એક વાર દુધ અગર પાણીમા વાટી પાવાથી કરમ અને તેના તમામ ઉપદ્રવો આરામ થઇ જાય છે

૫-સસણી-વરાધ વિનાશક-સીતાપના પાત્રા ત્રણ, અરણી નાપાત્રા ત્રણ, અરડુસાના પાત્રા ત્રણ અને કાળામરીનો એક

દાણા લઇ તે સઘળાને પાણીમા વાટી તેનો રસ કાઢવો તેમાથી દસ દસ ટીપા દરરોજ સહવારે સસણી–વરાધવાળા બાળકને પાણીમા મેળવી પાવાથી સસણીનો વિકાર સાત દીવસમા સારો થાય છે

નાની ઉમરના ધાંવણા બાળકને તેની ઉમરના પ્રમાણમા એક અથવા બે ટીપા દુધમા મેળવી પાવા

૬–પાનનો રસ એક તોલો અને તુલશીના પાત્રાનો રસ એક તોલો લઇ તેમા જવખાર બે આનીભાર વાટી મેળવી દેવો તેમાથી સસણીવાળા બાળકને દરરોજ સહવારે દસ દસ ટીપા પાણીમા મેળવી પાવાથી સસણી, વાવળી અને ઉધરસ સારી થવા માડે છે

ઘણાજ નાના ધાવણા બાળકને એક બે ટીપા ધાવણના દુધમા મેળવી પાવા

૭–બાળકના શરીરપર ગરમીથી રતવાના ફોલ્લા થાય છે, તેના ઉપર ચોપડવાનુ–એક શેર ધાણા લઇ તેને બાળીને તેની રાખ કરવી તેમા બરાસકપુર તોલો એક, ગુલેહરમાની એક તોલો, સોનાગેરૂ એક તોલો તથા શખજીરૂ એક તોલો લઇ બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી ઉપલી રાખ સાથે મેળવી ઘુટવુ પછી ગરમીથી ઉત્પન્ન થયલા ફોલ્લા, રતવા વીગેરે ચામડીના રોગ ઉપર ગુલાબજળમા મેળવી ચોપડવાથી આરામ થઇ જાય છે. એ અનુભવસિદ્ધ ઉપાય છે

## મુખરોગ–મોંઢાના દરદો શાથી સારા થાય ? !

જીભ, તાળવુ, દાત અને તેની આજુબાજુના અવાળુઓમા તથા હોઠ ઉપર થતા તમામ દરદોનો સમાવેશ મુખરોગમા થઇ જાય છે, મોઢામા ગરમી થવાથી જીભ ઉપર અથવા

તેની આજુબાજુ અને તાળવામા કાતરા અગર ચાદી પડી આવે છે અગર ગળામા ચોરીયાનો વરમ થઇ કાકડો સુજી જાય છે તેથી ખોરાક અથવા પાણી લેતા દુખાવો થાય છે અગર બળત્રા બળે છે દાત, દાઢ અગર તેની આજુબાજુની જગાઓમા અને પેઢાઓમા ગરમી થવાથી તે સુજી જાય છે અને અદર ઘણોજ દુખાવો અગર કળતર થાય છે. દરરોજ દાતણ કરી મોઢાનો અને દાતનો મેલ સાફ નહીં કરનારને દાતમા સડો લાગી અનેક પ્રકારના દરદ ઉત્પન્ન થાય છે એટલુજ નહીં પણ મોઢામાથી દુર્ગંધ નીકળી મધપાક-મુખપાક નામનો રોગ ઉત્પન્ન થાય છે. પેટમા બગાડ ઉત્પન્ન થવાથી, ગરમી ઉંચે ચઢવાથી અગર પારાની કે એવી બીજી કોઇ ગરમ દવા ખાવાથી પણ મોઢામા ગરમી આવી જાય છે અને મોઢામાથી લાળ ગળવા માડે છે, મોઢામા થયલા દરદો ઉપર નીચે બતાવેલા જુદા જુદા ઉપાય અનુક્રમે અજમાવી જોવા

૧-જીભ તાળવુ અગર હોઠપર પડેલી ચાદીપર ચોપડવાનુ-ટીંમરૂના ઝાડના બીયા, ટકણખાર ફુલવેલો, ચણોઠીની પાલી અને હીમજીહરડે એ દરેક ચીજ અકેક તોલો લઇ બારીક વાટી તેમા બરાસકપુર તોલો અડધો મેળવી બારીક ખલ કરવો, જીણો પાઉડર કરી મધમા મેળવી મોઢામા લગાડી મો ગળતુ મુકવાથી, ચાદી, છાલા તથા ગરમીથી પડેલા કાતરા એકજ દીવસમા આરામ થવા માડે છે

૨-મુખમજન-બાવળીયાના પાત્રા, જેઠીમધના પાત્રા, જરમાળાના પાત્રા, પીતપાપડો, હરડાની છાલ અને આમળા એ દરેક ચીજ અકેક તોલો લઇ ત્રણ શેર પાણીમા ઉકાળી અડધુ રહે ત્યારે ગાળી તેના કોગળા દરરોજ દીવસમા

ત્રણ ચાર વખત કરવાથી મોમાની તમામ ગરમી દુર થઈ અવાળુ તથા જીભ અને તાળવામા પડેલી ચાદી ચાર દીવસમાં આરામ થઇ જાય છે

૩–દતરક્ષક–દાતનુ મજન–કુલકાથો, કુલવેલી ફટકડી, હીમજીહરડે, બાવળની છાલ, કલઇસપેતો, બરાસ તથા સોનાગેરૂ એ દરેક ચીજ અકેક તોલો લઇ બારીક વસ્ત્રગાળ કરી દાતે ઘસવાથી દાત અને દાઢ તથા અવાળુમા થતુ કળતર દુખાવો વીગેરે તમામ દરદો દૂર થઇ દાત સ્વચ્છ અને મજબુત બને છે તેમજ મોમાની ગરમી દુર થઇ જાય છે.

૪–સોનાગેરૂ, શખજીરૂ, કુલકાથો, ચીનીકબાલા અને કલઇસપેતો એ દરેક ચીજ પાવલીભાર અને બરાસકપુર અડધો તોલો લઇ વસ્ત્રગાળ ચૂર્ણ કરી દાતે, દાઢે અને અવાળુપર ઘસવાથી હાલતા તથા દુખતા દાતનુ દરદ દુર થઇ દાત મજબુત થાય છે

૫–મુખપાક–મધપાક–ઉપર કોગળા કરવાનુ–ચણોઠીના પાત્રા, ખાખસીના બીયા, જેઠીમધના પાત્રા, બાવળની અતર છાલ અને ગુલાબના કુલ એ દરેક ચીજ અડધો અડધો તોલો લઇ ત્રણ શેર પાણીમા ઉકાળી બશેર રહે ત્યારે ગાળી તે પાણીના કોગળા દીવસમા ત્રણ વખત કરવાથી મોંમાની ચાદી અને છાલા રૂઝાઈ જાય છે અને મુખપાકનો ગરમીનો રોગ પણ સારો થઇ જાય છે.

૬–મુખરોગપર કવાથ–મજીઠ, જેઠીમધના મુળીયા, ગુલાબના કુલ, એરડાનુ મુળ અને ગળો એ દરેક ચીજ અકેક તોલો લઇ શેર પાણીમાં ઉકાળી પાશેર રહે ત્યારે ગાળી તેના ત્રણ ભાગ કરી ચાર ચાર કલાકે અકેક ભાગ આપવાથી મોઢાના તમામ દરદો દૂર થઇ જાય છે

# રક્તપીત્ત–વાતરક્તનો રોગ અને તેના ઉપાય ? !

તેલ, મરચા વીગેરે અતિશય ગરમ પદાર્થો ખાવાનો અભ્યાસ હોય તેને તથા મદ્ય, માછલા, માસ વીગેરે પીત્ત ઉત્પન્ન કરનારા પદાર્થો તથા માદક પદાર્થોનુ વારવાર ભક્ષણુ કરનારને, અતિશય તડકામા હમેશા મુસાફરી કરનારને અને અતિશય વિષયાધ માણુસને પીત્તનો પ્રકોપ થઇ પીત્ત ગરમીથી બગડી જાય છે આ બગડેલુ પીત્ત લોહી સાથે મળવાથી આખા શરીરમા પસરે છે અને શરીરના દરેક અવયવોપર ગરમીની અસર ઉત્પન્ન કરે છે ઉપદશાદી રોગ જેના શરીરમા લાગુ પડી ગયલો હોય છે તેના લોહીમા ગરમી મળી જઇ આખા શરીરની ચામડી ઉપર ગરમી ફુટી નીકળે છે અને અતિશય બળત્રા બળે છે તેમજ વિશેષ કરી હાથમા અને પગના તળીયામા ચામડી ઉખડીને ચીરા પડી જાય છે તેમા અસહ્ય બળત્રા બળે છે અને કોઇ વખત તે જગાએ પાક થઇ આવી દરદનુ રૂપ ધારણુ કરી પાકે છે અને તેમાથી રસી નીકળવા માડે છે.

આ રોગવાળા કેટલાક દરદીઓને લોહીમા અતિશય ગરમી વધી જવાથી, મોવાટે, નાકવાટે અગર ઝાડાવાટે લોહી પડવા માડે છે, શરીરની ચામડી લાલ થઇ જાય છે, અને શરીરના જુદા જુદા ભાગપર સોજો આવે છે તેમ મુખ્યત્વે કરીને આખની પાપણોપર, હાથપગના આગળાઓપર, અને કાન ઉપર વિશેષ માલમ પડે છે આ રોગવાળાઓને ઓચિતો જોરમા તાવ આવે છે અનેતાવ આવી ગયા પછી હાથપગની ચામડીમા ચીરા પડી જાય છે અને તેમાથી રસી નીકળવા માડે છે આથી પણુ વધારે અસર થાય તો

હાથપગના આગળા ખરી પડે છે અને દરદીના ચેહેરાનો દેખાવ કદરૂપો થઇ જાય છે.

આ રોગ ઘણો ચેપી છે એના દરદીઓને હમેશાં દુરજ રાખવા જોઇએ, તેના ખાવાપીવાના વાસણો તેમજ બીછાના અને કપડાં તદન અલગ રાખી તેને ધોઇને સ્વચ્છ રાખવા જોઇએ. નહીં તો તેની ચેપી અસર બીજાને લાગુ પડતા વાર લાગતી નથી આ રોગવાળા દરદીને સારા માણસોના ભેગા રાખવાથી આખા કુટુંબના દરેક માણસોને એ રોગ લાગુ પડેલો નજરે જોવામા આવ્યો છે

આ રોગવાળા દરદીઓને અલાયદી જગામા રાખીને નીચે પ્રમાણે અનુક્રમે ઉપાય કરવા

૧–વાતરક્તારિક્વાથ–અરડુસો, મજીઠ, હરડાદળ, બેહેડા દળ, આમળા એ દરેક ચીજ એકેક તોલો, કુવાડીયાના બીયા ત્રણ તોલા, લીમડાની અતરછાલ બે તોલા અને ગળો એકતોલો લઇ તેને અધખોખરા કરી તેના ત્રણ ભાગ કરી દરરોજ એક ભાગ શેર પાણીમા ઉકાળી પાશેર પાણી રહે ત્યારે ગાળી તેના ત્રણ ભાગ કરી ત્રણ ત્રણ કલાકે એકેક ભાગ આપવાથી વાતરકતનો રોગ તેના તમામ ઉપદ્રવો સાથે આરામ થવા માંડે છે દરદીને ખોરાકમા ફકત દુધ, ભાત, ઘી અને ચોળાઇની ભાજી શીવાય બીજુ કાંઇજ આપવુ નહીં

૨–વાતરકત વિનાશકઘૃત–ભાયપાત્રીની ભાજીનો રસ પાશેર લીમડાપરની ગળોનો રસ પાશેર, અરડુસાના પાત્રાનો રસ પાશેર તથા લીમડાના પાત્રાનો રસ પાશેર લઇ એક શેર ઘીમા નાખી ઉકાળવુ જ્યારે બધો રસ બળી જાય અને એકલું ઘી રહે ત્યારે કપડાથી ગાળી લઇ તે ઘી વાતરકતના દરદીને શરીરે ચોળવાથી ચામડીપર થએલી બરમી,

દાહ, ફોલ્લા તથા ચેળ ચાર દીવસમા આરામ થવા માડે છે. આ ઘી દરદીને ખાવામા પણ આપી શકાય છે.

૩–લીલા આમળાનો રસ પાશેર તથા જેઠીમધના પાત્રાનો રસ પાશેર તથા ગુલાબના ફુલ પાશેર તથા કુવાડીયાના પાત્રાનો રસ પાશેર તથા ભાયપાત્રીની ભાજીનો રસ પાશેર લઇ તે સઘળાને ચાર શેર ઘીમા નાખી ઉકાળવુ જ્યારે બધી ચીજો બળી જાય અને એકલુ ઘી રહે ત્યારે કપડાથી ગાળી લઇ કાચની બરણીમા ભરી મુકવુ આ ઘી રકતપીત્તના દરદીને હરરોજ ચાર ચાર કલાકે એકેક તોલો ખાવા આપવાથી લોહીમાની તમામ ગરમી દુર થઇ જાય છે. અને લોહી સુધરવા માડે છે આ ઘી શરીરે ચોળવામા પણ ચાલે છે

૪–રકતપીત્તાકૂશરસ–કડવા લીમડાના પાત્રાનો રસ એક તોલો, અરડુસાના પાત્રાનો રસ એક તોલો, જેઠીમધના પાત્રાનો રસ એક તોલો, અને લીલા આમળાનો રસ એક તોલો, કમળના ફુલની અંદરના કેસરનો રસ એક તોલો અને ભાયપાત્રીની ભાજીનો રસ એક તોલો ભેગા કરી તેમાથી ત્રણ ત્રણ તોલાને વજને ચાર ચાર કલાકે આપવાથી રકતપીત્તનો રોગ ૫ંદર દીવસમા દુર થવા મડે છે દરદીને ખોરાકમા ફકત દુધ અને ભાત તથા ચોલાઇની ભાજી, ઘી અને મીઠુ એટલીજ વસ્તુઓ આપવી

૫–વાતરકતવિનાશક ચુર્ણ–કુવાડીયાના બીયા, ખાકસીના બી, લીમડાની લીંબોડી, કમળના કેસર, ચોળાઇની ભાજીના બીયા, પીતપાપડો અને ભુરાકોહળાના બીયા એ દરેક ચીજ એકેક તોલો લઇ સઘળાને ખાડી બારીક ચુર્ણ કરી હરરોજ બબે આનીભારને વજને ચાર ચાર કલાકને અંતરે ગરમ પાણી સાથે આપવાથી વાતરકતવાળાનો તાવ તથા શરીરમા

બળતી બળત્રા ઓછી થઇ જાય છે દરદીને ખાવામા ફ્કત મોળી છાશ, દુધ અને ભાત એ શીવાય બીજુ કાઇજ આપવુ નહીં

૬–રકતસુધારક કવાથ–મજીઠ, હરડાદળ, બેહેડાદળ, આમળા નાગરમોથ, ગળો, ભારંગમુળ, દેવદાર, વચ્ફાવલી, ચોપચીની, ભોયપાત્રીની ભાજી, ગુલાબના ફુલ, લીમડાની અતર છાલ, ઉપલોટ, પટોળપત્ર, કડુ, સતાવરી, ઇંદ્રજવ, સુખડના છોડા, બાવચી, અતિવિષની કળી, સાટોડી અને પીતપાપડો એ દરેક ચીજ અકેક તોલો લઈ અધખોખરા કરી તેના આઠ ભાગ કરવા. દરરોજ અકેક ભાગ શેર પાણીમા નાખી ઉકાળવું પાશેર પાણી રહે ત્યારે ગાળી તેમાથી ત્રણ ભાગ કરી ત્રણ ત્રણ કલાકે અકેક ભાગ આપવાથી વાતરકત–રકતપીત્ત, ગરમી અને ચામડીના દરેક દરદો દુર થઇ શરીરની ખોટી ગરમી નીકળી જાય છે

દરદીને ખોરાકમા ફ્કત દુધ ભાત અને ચોળાઇની ભાજી, ઘી અને મીઠુ એટલુજ આપવુ.

## વાયુના વ્યાધી કેમ વળગે ?!

ખાવાપીવામા અયોગ્ય રીતે વર્તનારને, ભુખ લાગી હોય છતા ખોરાક નહીં ખાનારને તેમજ ભુખ લાગી નહોય છતા ખાનારને હદ ઉપરાત ખોરાક ખાનારને, કેળા, કઠોળ, દહીં વીગેરે પદાર્થોનુ અતિશય સેવન કરનારને, રાત્રે અતિશય ઉજાગરો કરનારને, હમેશા શોકાતુર રહેનારને તથા ભય, ચિતા શોક કે ફીકરમા હમેશા મન રાખનારને તેમજ અતિશય વાયડા શાકભાજીનુ નિરંતર સેવન કરનારને, અતિશય વિષયાસકત માણસને, તેમજ જેનું શરીર નિખંળ થઇ ગયુ હોય તેને તથા મળમુત્રાદિકનો વેગ રોકનારને

અતિશય હર્ષમા આવી જનારને વધી ગયલો વાયુ શરીરના જુદા જુદા અવયવોમાં અને નસોમાં કે હાડકામા અથવા મેદમા, આડે રસ્તે ઉતરી જઈ વાત વ્યાધિને ઉત્પન્ન કરે છે. જે જે જગ્યાએ તેની પીડા ઉત્પન્ન થાય છે તે તે જગ્યાના રોગનું જુદુ જુદુ નામ અપાય છે એવી રીતે આખા શરીરમાં એસી પ્રકારે પીડા ઉત્પન્ન થાય છે. તેથી વાતવ્યાધિની સખ્યા વૈદકશાસ્ત્રમા એસી પ્રકારની વર્ણવેલી છે. તેમા મુખ્યત્વે કરીને શરીરનુ રહી જવુ, શરીરનુ ધ્રુજવુ, ગતિ અને મતિનો ભગ થઇ જવો, આકડી અથવા ખેચતાણ થવી, શરીરના અમુક ભાગમા શુળ મારવી અથવા ઝખાવો થવો તેમજ આખું અથવા અડધુ શરીર રહી જવુ અથવા જુઠુ પડી જવુ, પેટ ચઢી આવવુ, સાધા રહી જવા વીગેરે ચિન્હો વધારે જોવામા આવે છે

આયુર્વેદ વૈદકશાસ્ત્રમા વાયુને બીજા દોષો કરતા વધારેમા વધારે બળવાન ગણેલો છે, પીત્ત અને કફ આદી દોષો તથા મળ અને ધાતુઓ પોતાની મેળે એક જગ્યાએથી બીજી જગ્યાએ જઇ શકતા નથી પરતુ તેની સાથે વાયુ ભેગો થઇને દરેક વ્યાધિઓમા પોતે પ્રધાનપણે રહી બીજા દોષોને સાથે લઇ શરીરમા દોડાદોડ કરે છે. જ્યારે પીત્તના પ્રકોપથી ચાળીસ પ્રકારના અને કફના પ્રકોપથી વીસ પ્રકારના વ્યાધિ ઉત્પન્ન થાય છે. ત્યારે વાયુના પ્રકોપના વ્યાધિની સખ્યા એસી પ્રકારની વૈદકશાસ્ત્રમા વર્ણવેલી છે માટે દરેક વ્યાધિમા વાયુનો પ્રકોપ વધારે થતો જોવામા આવે છે

## વાયુના રોગવાળાને શું દવા આપવી ?!

૧–વાતવિનાશક ક્વાથ–ગસના ત્રણ તોલા, ચીતરો, દેવદાર, સુઠ, લવંગ, પીપળીમુળ એકેક તોલો, મરી, પીપર,

એરડમુળ એ હરેક ચીજ બબે તોલા, વાપુભા, અનીસુન અને સુકો કુદનો એ હરેક ચીજ અકેક તોલો લઇ અધખોખરી કરી તેના ચાર ભાગ કરવા દરરોજ એક ભાગ શેર પાણીમા નાખી ઉકાળી અડધો શેર પાણી રહે ત્યારે તેના ચાર ભાગ કરી દર ચાર ચાર કલાકે અકેક ભાગ આપવાથી પેટ અથવા પાસળામા થતો દુખાવો, શરીરનુ કળતર અને દુખાવો, સધીવાયુ, કમર, વાસો કે હાથપગમા થતો દુખાવો દુર થઇ જાય છે

૨—અનુભવસિદ્ધ નવીન યોગરાજ—હરડાદળ, બેહેડાદળ અને આમળા એ ત્રણ ચીજ ત્રણ ત્રણ તોલા, સુઠ, મરી અને પીપર એ હરેક ચીજ ચાર ચાર તોલા, લોહભસ્મ, ચાદીની ભસ્મ અને કલઇની ભસ્મ એ હરેક અકેક તોલો, ચીત્રાછાલ ચાર તોલા અને એરડાના બીયા બે તોલા તથા રસસીંદુર બે તોલા લઇ બારીક વસ્રગાળ ચુર્ણ કરી શુદ્ધ કરેલા એક શેર ગુગળમા મેળવી વટાણા પ્રમાણે ગોળી વાળવી દરરોજ ચાર ચાર કલાકે ત્રણ ત્રણ ગોળી આદુ ફુદનાની ચા સાથે આપવાથી, હરેક જાતના વાત વ્યાધિઓ વિદાય થઈ જાય છે -દરદીને ખાવામા ભાત, ખાડ, ખટાસ અને વાયડી વસ્તુ આપવી નહીં

૩—વાતવિનાશક ગોળી—એક કળીનુ લસણ અડધો શેર, બ્રાહ્મીના પાત્રા અડધો શેર, સુઠ ત્રણ તોલા, મરી એક તોલો, પીપર એક તોલો, ચીત્રાછાલ એક તોલો અને ફુલવેલી હીંગ એક તોલો લઇ બારીક ખાડી આદાના રસમા એક દીવસ ઘુટી વટાણા પ્રમાણે ગોળી વાળવી દરરોજ ત્રણ ત્રણ કલાકે ત્રણ ત્રણ ગોળી પાણી સાથે આપવાથી તમામ જાતના વાયુના ઉપદ્રવો આરામ થઇ જાય છે.

૪—વાતવિનાશક વજ્રબાણેશ્વર તેલ—કપુરકાચલી શેર એક, ઝેરકચુરા પાશેર, ઘઉલા, જાયફળ, જાવત્રી, બ્રાહ્મી, તમાલ

પત્ર, ખસખસ, પીપર એક હરેક ચીજ નવટાક અને અજમો અડધો શેર, માલકાકણી અડધો શેર, જુનુ કોપરૂ નવટાક અને કડવી બદામ નવટાક લઇ સઘળુ અધખોખરૂ કરી તેલ શેર દસમા નાખી ઉકાળવુ સઘળી ચીજો બળી જાય ત્યારે ગાળી લઇ બરણીમા ભરી રાખવુ આ તેલ શરીરના કોઇપણ ભાગમા થતો દુખાવો, કળતર, શુળ કે સણકા વીગેરેપર ચોળવાથી ચારજ દીવસમા આરામ થઇ જાય છે.

સધીવાયુ અને પક્ષાઘાતપર પણ ચોળવાની આરામ થઇ જાય છે આ તેલ ફકત શરીરપર ચોળવા માટેજ આપવુ ખાવામા જાય નહીં તેની સાવચેતી રાખવી

૫—વાતવિધ્વસ ગોળીયો—ઝેરકચુરા શેર એક લાવી તેની પોટલી બાધી ગાયના મુત્રમા ત્રણ દીવસ પલાળી ચોથે દીવસે કાઢી ધોઇ સાફ કરી તેના ઉપરની છાલ છોલી કાઢી વચમાની જીભ કાઢી નાખી ખલમા બારીક ઘુટવુ પછી તેમા શુદ્ધ વછનાગ ત્રણ તોલા બારીક ચૂર્ણ કરી મેળવવો પછી તેમા સુઠ, મરી, પીપર, અજમોદ, વાવડીંગ અને શુદ્ધ હીંગળોક અકેક તોલો લઇ બારીક વાટી ઉપલા ચૂર્ણ સાથે મેળવી એક દીવસ આદાના રસમા ઘુટી મગ પ્રમાણે ગોળી વાળવી દરરોજ ત્રણ ત્રણ કલાકે બબે ગોળી આદાના રસ અને મધ સાથે આપવાથી તમામ જાતના વાયુના રોગો તેના તમામ ઉપદ્રવો સહીત સારા થાય છે

૬—પક્ષાઘાતારિગ્મ—રસસીંદુર ત્રણ તોલા, તામ્રભસ્મ, લોહભસ્મ, સીસાની ભસ્મ, કલઇની ભસ્મ, અભ્રકભસ્મ, ચાદીની ભસ્મ એ હરેક ભસ્મ અકેક તોલો અને સુઠ, મરી અને પીપર બબે તોલા, લવગ, જાયફળ, જાવત્રી અને અને અજમાના ફુલ અકેક તોલો લઇ બારીક વાટી ઉપલી ભસ્મો સાથે મેળવી આદાના રસમા એક દીવસ ઘુટી વટાણા

પ્રમાણે ગોળી વાળી દરરોજ ત્રણ ત્રણ કલાકે ત્રણ ત્રણ ગોળી વાટી આદાના રસ તથા મધ સાથે આપવાથી પક્ષાઘાત–લકવાનો વાયુ, કંપવાયુ, સાધાનો વાયુ, ખેંચતાણ, આકડી, શીશસંકોચવાયુ, મો વાંકુ થઇ જવાનો અડદીયો વાયુ શરીરમા કળતર અને દુખાવો થવાનો રોગ વીગેરે તમામ પ્રકારના સરદી અને વાયુના દરદો દૂર થઇ જાય છે એ અનુભવસિધ્ધ ઉપાય છે. આ દવા ચાલતી હોય ત્યારે દરદીને ખોરાકમા ખાંડ, ખટાસ, ભાત, દાળ તથા વાયડા અને ઠંડા શાકભાજી તથા કોઈ પણ જાતનુ કઠોળ આપવુ નહીં

૭–વાતાંકુશરસ–શુધ્ધ પારો અને શુધ્ધ ગંધક અકેક તોલો લઇ તેને ખલમા ઘુટીને કર્જલી કરવી પછી તેમા શુધ્ધ કરેલો વછનાગ, સુંઠ મરી, પીપર અજમો, અજમોદ અને ચીત્રો એ દરેક ચીજ અકેક તોલો લઇ ખાંડી વસ્ત્રગાળ ચુર્ણ કરી ઉપલી કર્જલીમા મેળવી દઇ તે બધાને આદાના રસમા એક દીવસ ઘુટી મગ પ્રમાણે ગોળીઓ વાળવી દરરોજ બબે ગોળી ચાર ચાર કલાકને અંતરે વાટી મધમા આપવાથી વાયુના પ્રકોપથી ઉત્પન્ન થયલા તમામ વ્યાધિઓનો વિનાશ કરે છે દરદીને કોઇપણ જાતની ખટાસ, ભાત. ખાંડ અને વાયડા શાકભાજી તથા કઠોળ આપવા નહીં.

૮–વાતવિનાશક કવાથ–કુવાડીયાના બીયા, આસન, અનીસુન, સુકો કુદનો, ચીતરો, ગળો, અરડુસો. સુંઠ એ દરેક ચીજ અકેક તોલો અને રાસના બે તોલા લઇ એ સઘળાને અધખોખરા કરી ચાર ભાગ કરવા દરરોજ અકેક ભાગ શેર પાણીમાં ઉકાળી પાશેર રહે ત્યારે તેના ત્રણ ભાગ કરી ત્રણ ત્રણ કલાકે અકેક ભાગ આપવાથી તમામ જાતના વાયુથી ઉત્પન્ન થયલા વ્યાધિઓ સાત દીવસમા સારા થવા માંડે છે. એ અનુભવસિધ્ધ ઉપાય છે

૯—મહારાસ્નાદિ ક્વાથ—સઘળી જાતના વાત વ્યાધિ ઉપર—ધમાસો, બલબીજ, એરંડમુળ, દેવદાર, સાટોડી, અરડુસો, સુઠ, હરડે, ચવક, ચીતરો, મોથ, અતિવિષની કળી, ગળો, વરધારો સુવા, ગોખરૂ, આસન, ગરમાળો, પીપર, અસાળીયો અને ભોયરીંગણી એ દરેક ચીજ એકેક તોલો અને રાસના ચાર તોલા લઇ તેને અધખોખરા કરી ચાર ભાગ કરવા દરરોજ એકેક ભાગ શેર પાણીમા નાખી ઉકાળી પાશેર રહે ત્યારે ગાળી બે ભાગ કરવા દરરોજ ત્રણ ત્રણ કલાકે એકેક ભાગ આપવાથી દરેક જાતના વાયુના રોગો તેના તમામ ઉપદ્રવો સહીત આરામ થઇ જાય છે. એ અનુભવસિધ્ધ ઉપાય છે દરદીને ખાંડ, ખટાસ, ભાત, કઠોળ અને વાયડી ચીજોની સખત પરેજી પળાવવી

## વિષુચીકા—મોરચી—કોલેરા થવાનું કારણ શું ? !

જે વ્યાધિથી સખ્યાબંધ માણસો મરણ પામે તેને માહામારી અથવા મરકી કહે છે આવી મરકી અનેક પ્રકારની ઉત્પન્ન થાય છે અને તેમા કુદરતી કોપ શીવાય બીજા પણ ઘણા કારણો હોય છે અને તે દૂર કરવાને માટે યોગ્ય ઇલાજો કરવાજ જોઇએ

વિષુચીકા—કોલેરાની મરકી ફાટી નીકળે છે ત્યારે સખ્યાબંધ માણસો મરણ પામે છે કેટલાક રોગોને ચેપી ગણવામા આવ્યા છે તેમાનો આ પણ એક ચેપી રોગ છે તે એવી રીતે કે કોલેરાના દરદીનો શ્વાસ જો સારા માણસના શ્વાસ સાથે મળી તેની હવા હોજરીમા દાખલ થાય તો તેને તરત કોલેરા લાગુ પડે છે. જ્યા સુર્યના કિરણો પડતા નહોય અને હમેશા ભેજ અને સરદી રહેતી હોય ત્યા

અને ગ દકીવાળી જગ્યામા રહેનારાઓને તે લાગુ પડતા વાર લાગતી નથી, આયુર્વેદ વૈદકશાસ્ત્રમાં એ રોગ ઘણે ભાગે અજીર્ણમાથી ઉત્પન્ન થાય છે એમ વર્ણવેલુ છે, નહીં ખાવાની વસ્તુ ખાવાથી અને અજીર્ણ થવાથી આ રોગ ઉત્પન્ન થાય છે, એ તો નિર્વિવાદ વાત છે આ, રોગમા દરદીના શરીરમા સોયો ભોકાયા જેવી વેદના થાય છે તેથી એનુ નામ વિષુચીકા કહેવાય છે

જે લોકો સ્વાદ ઇંદ્રિયને વશ રાખી શકતા નથી અને ખાવાને માટેજ પોતે જનમ્યા હોય એમ હદ ઉપરાત દરેક વસ્તુ ખાય પીએ છે, તેમજ જેનુ મન અને ઇંદ્રિયો પોતાના સ્વાધિનમા નથી એવા અજ્ઞાન માણુસોને એ રોગ વિશેષ થવાનો સભવ હોય છે હલકી વર્ણના મદ્ય અને માસહારી માણુસો કે જેઓ ખાવાપીવામા દરેક રીતે અનયમિત હોય છે, તેમજ ટાઢા, વાશી, વાયડા અને ઠડા પદાર્થો વિશેષ વાપરે છે તેવાઓને આ રોગ પોતાના પઝામા જલ્દીથી લઇ લે છે અને જ્યા ઘણીજ ગીચ વસ્તી હોય અને હવાની આવજાવ બીલકુલ નહોય ત્યા આ રોગ ઘણી વાર ફાટી નીકળે છે, એ રોગના દરદીને પાણીની તરસ ઘણીજ લાગે છે, ઉલટીની ઉબક અતિશય થાય છે, પાણી જેવા ઝાડા છુટી જાય છે આખે અધારા આવે છે અને આખ ઉડી ઉતરી જાય છે, પેટમા અતિશય દુખાવો થાય છે અને હાથેપગે સરદી અને વટ આવે છે, પીશાબ બંધ થઇ જાય છે

જે દરદીના નખ, જીભ, હોઠ કાળા પડી ગયા હોય, ઉલટીની ઉબક ઘણીજ આવતી હોય અને અવાજ ઘણોજ બેસી ગયો હોય તથા પીશાબ બીલકુલ બધ થઇ ગયો હોય અને શરીરે સરદી આવી ગઇ હોય તો તે દરદી જરૂર મરણ પામે છે

આ રોગવાળાને તાવ આવવો અને હેડકી ઉપડવી એ પણ ઘણુ ખરાબ ચિન્હ છે.

# કોલેરામાં શું કરવું ? !

૧–કોલેરાના દરદીને ઠડુ પાણી પીવા નહીં આપતા, તજ, જાવત્રી અને પીતપાપડો નાખી ઉકાળેલુ પાણી પીવા આપવુ અને તદ્દન આરામ થાય નહીં ત્યાસુધી અનાજ બીલકુલ આપવુ નહીં તેમજ ઝાડો બંધ કરવાને શરૂઆતમા અફીણુવાળી દવા આપવી નહીં

૨–કોલેરા કીલર રસ–લીલા લસણનો રસ, આદાનો રસ, તુલસીના પાત્રાનો રસ, બીલીના પાત્રાનો રસ, કાદાનો રસ, ફુદનાનો રસ અને ડમરાના પાત્રાનો રસ એ દરેક ચીજ અકેક તોલો, તજ, જાયફળ, જાવત્રી અને લવગ એને પાણીમા ઉકાળી તેમાનુ પાણી ત્રણ તોલા લઇ એ સઘળાને એકઠા કરી તેમાથી દર બબે કલાકે બબે ચમચા આપવાથી કોલેરાની ઉલટીની ઉબક બધ થઈ જાય છે દરદીને બીજુ પાણી પીવા બીલકુલ આપવુ નહીં

૩–વિષુચિકા વિદારણ ગોળીયો–સુઠ, મરી, પીપર, લવગ, અજમો, અનીસુન, મોરનાપીછાની બાળેલી રાખ, બોરના ઠળીયાની અદરની મીજ, જાયફળ, જાવત્રી, વાપુભા, સુવા, અનીસુન તજ અને કમળકાકડીનો મગજ એ દરેક ચીજ અકેક તોલો લઇ ખાડી વસ્ત્રગાળ ચુર્ણ કરી તેની અદર કેસર એક તોલો, કસ્તુરી પાવલીભાર અને બરાસકપુર અડધો તોલો બારીક ઘુટી ઉપલા ચુર્ણમા ઉમેરી દઇ આદાના રસમા એક દીવસ ઘુટી વટાણા પ્રમાણે ગોળી વાળવી દરરોજ ત્રણ ત્રણ કલાકે ત્રણ ત્રણ ગોળી આદાના રસ સાથે આપવાથી કોલેરાની તમામ વિક્રિયા દુર થઇ ઉલટી તથા ઝાડા બધ થાય છે એ અનુભવસિદ્ધ ઉપાય છે

૪–વિષુચિકાનાશન ચુર્ણ–અજમો, અજમોદ, લવગ, સુઠ, મરી, પીપર, પીપળીમુળ, ચિત્રાછાલ, જાયફળ, જાવત્રી, અનીસુન, જીરૂ, શાજીરૂ, બીલીનો મગજ, વાવડીંગ, કપુર કાચલી, સીંધવ એ દરેક ચીજ અકેક તોલો, ફુલવેલી હીંગ બે તોલા અને ઇંદ્રજવ ચાર તોલા લઇ સઘળાને ખાડી બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી દરરોજ ત્રણ ત્રણ કલાકે બબે આનીભારને વજને આદાના રસમા મેળવીને આપવાથી ઉલટીનો ઉછાળો, ગભરામણ, ઝાડા અને પેટમા થતો દુખાવો દૂર થઇ જાય છે

૫–કપુરકાચલી, સુગધીવાળો, સુઠ, તજ, તમાલપત્ર, નાગકેસર, એલચી, સુખડનો વેહેર, ચીત્રાછાલ, નરલવગ, મરી, પીપર અને પીપળીમુળ એ દરેક ચીજ અકેક તોલો અને ફુલવેલી હીંગ ત્રણ તોલા લઇ બારીક ખાડી વસ્ત્રગાળ ચૂર્ણ કરી કોલેરાના દરદીને દર ત્રણ ત્રણ કલાકે પાવલીભાર આદુ અને ફુદનાના રસ સાથે આપવાથી વિષુચિકાના તમામ વિકારો વિદાય થવા માડે છે

૬–શુદ્ધ પારો, શુધ્ધ ગધક, શુધ્ધ વછનાગ, એ ત્રણે અકેક તોલો લઇ ખલમા નાખી ખુબ ઘુટી કજ્જલી કરવી પછી તેમા ફુલવેલો ટકણખાર, ચીત્રાછાલ, સુઠ, મરી, પીપર, જાયફળ જાવત્રી, નરલવગ અને ફુલવેલી હીંગ એ દરેક ચીજ અકેક તોલો લઇ બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી ઉપલી કજ્જલીમા મેળવી આદાના રસમા એક દીવસ ઘુટી વટાણા પ્રમાણે ગોળી વાળવી દરરોજ ત્રણ ત્રણ કલાકે ત્રણ ત્રણ ગોળી આદુના અને ફુદનાના રસ સાથે આપવાથી કોલેરા અને તેના તમામ ઉપદ્રવો આરામ થઇ જાય છે અને કોલેરાના ઉત્પન્ન થતા ઝેરી જતુઓ પણ જડમુળથી જતા રહે છે

# હાંફ—ઉધરસ—અમુજાણ અને દમનો રોગ શાથી દુર થાય ? !

દમના દરદીનુ દુ ખ જોઇને દરેક આદમીને દયા આવ્યા શિવાય રહેજ નહીં અને જો એ રોગ પુર્વના પ્રારબ્ધ કર્માનુસારે પ્રાયશ્ચિતજીદ હોય અને જો તે ઘણો જુનો થઈ ગયો હોય તો તે સારો થતોજ નથી. પરતુ જીદગી સુધી દરદી રીબાયા કરે છે જેને બચપણમા સસણીનો ઉપદ્રવ વધારે હોય અને જો તેની યોગ્ય કાળજી રાખી ઔષધોપચાર કરવામા આવે નહીં તો મોટી ઉમરે તેને હાફ હમુજણ કે દમનો રોગ લાગુ પડે છે તેમજ કેટલાકને તે પોતાના કુટુબમા ઉતરી આવેલો પણ માલમ પડે છે

વાત, પિત્ત અને કફ વિગેરે દોષોનો પ્રકોપ થવાથી, અથવા અનિયમિતપણે આહાર વિહારનુ સેવન કરવાથી ઉત્પન્ન થયલા આ વ્યાધિનો ઉપાય જો તે થતાની સાથે તરતજ કરવામા આવે તો તે મહા મુશીબતે પણ મટે છે અને જો તેની દરકાર ન રાખતા ગમે તેમ વર્તવામા આવે અને અયોગ્ય ખાનપાનાદીક ખાવામા આવે તો, છાતી, ફેફસા, અને શ્વાસનળી વીગેરેમા બગાડ ઉત્પન્ન થઇ હાફ, ઉધરસ, અને હમુજણ ઉપડી આવે છે તેનુ જોર રાતને વખતે અને સરદીમા વધારે માલમ પડે છે

આ રોગવાળાને ખુલ્લી હવાવાળી જગ્યા વધારે અનુકુળ આવે છે, દરદીનો જઠરાગ્નિ હમેશા મદ રહે છે અને જે ખોરાક ખાવામા આવે છે તેનો કફ થઇ જાય છે, પરતુ તે પાચન થઇ તેનુ લોહી બનતું નથી પેટ ચઢેલુ રહે છે, કલેજામા દુખાવો કે ચુથારો થયા કરે છે હાફ, ઉધરસ અને તેની અકળામણુ અતિશય થાય છે શરીરમા જીણો

તાવ રહે છે અને જો કફ સુકાઇ જાય છે તો ઘણીજ જોરમા ઉધરસ આવી ગભરામણુ થાય છે, અને મહા મુશીબતે પીળો પરૂ જેવો બલગમ બહાર પડે છે

૧–શ્વાસ કાસારી અવલેહ–અજમો શેર એક લાવી તેને ગાયના મુત્રમા ડુબતો કરવો બીજે દિવસે કાઢી તડકે સુકવી નાખવો એ પ્રમાણે ત્રણ દીવસ સુધી ગાયના મુત્રમા દરરોજ પલાળી સુકવવો પછી તેને ખાડી બારીક વસ્ત્રગાળ ચૂર્ણ કરી તેમા પાવલીભાર અફીણનુ પાણી કરી મેળવી દેવુ પછી તેમા, જવખાર સીંધવખાર, ખેરસાલ ટકણખાર પકવેલો નવસાર, વાસકપુર તથા જેઠીમધનો શીરો એ દરેક ચીજ અકેક તોલો લઇ બારીક કરી ઉપલા અજમાના ચુર્ણમા મેળવી દેવા પછી તેમા કેસર અડધો તોલો, અકલગરો અડધો તોલો અને પીપર ત્રણ તોલા લઇ ખડી બારીક વસ્ત્રગાળ ચૂર્ણ કરી ઉપલા ચુર્ણમા મેળવી તેની અદર ચોખ્ખુ મધ શેર એક મેળવી ચાટવા જેવો અવલેહ કરવો આ અવલેહ દરરોજ ચાર ચાર કલાકે અડધો અડધો તોલો ચાટી ઉપર પાણી પીવાથી હાફ, અમુજણ અને ઉધરસ મટી જઇ ઉઘ આવવા માડે છે આ અનુભવસિધ્ધ ઉપાય છે

દરદીને તેલ મરચા, ખાડ, ખટાસ અને વાયડી વસ્તુઓ બીલકુલ ખાવા આપવી નહીં

૨–શ્વાસકાસાતક ચુર્ણ–કપુર, લવગ, જવખાર, સીંધવ, ટકણખાર, કાકડાશીંગ, હીંગોતરીના પાત્રા, અકલગરો, પીપર, એ દરેક ચીજ અકેક તોલો લઈ ખાડી બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી તેમાથી દરરોજ ત્રણ ત્રણ કલાકે બબે આનીભારને વજને મધમા મેળવીને આપવાથી હાફ, અમુજણ અને દમના દરદીને આરામ થવા માડે છે

૩–કાસશ્વાસાતક ક્વાથ–અરડુસો, ભારગીનુ મુળ, ભોયરીંગણી, કાકડાશીંગ, જેઠીમધનુ મુળીયુ, અતિવિષની

કળી, અજમો, અજમોદ અને અનીસુન એ દરેક ચીજ અકેક તોલો લઇ ખાંડી અધખોખરી કરી તેના આઠ ભાગ કરવા દરરોજ અકેક ભાગ શેર પાણીમા ઉકાળી પાશેર રહે ત્યારે ગાળી તેના ત્રણ ભાગ કરી ત્રણ ત્રણ કલાકે અકેક ભાગ આપવાથી દમનુ દરદ દુર થવા માંડે છે.

૪–અનુભવસિદ્ધ શ્વાસકુઠાર–શુધ્ધ પારો એક તોલો, શુધ્ધ ગધક એક તોલો અને શુધ્ધ વછનાગ એક તોલો, શખભસ્મ, વગભસ્મ, ખેરસાલ, ભોયરીંગણીના મુળ, વાસકપુર, લવગ પીપર અને જેઠીમધનો શીરો એ દરેક ચીજ અકેક તોલો લઇ ખાંડી બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી ગધક પારાની કજ્જલી કરી તેમા મેળવી દેવુ પછી તેને પાનના રસમા ઘુટી મગ પ્રમાણે ગોળી વાળવી દરરોજ ત્રણ ત્રણ કલાકે બબે ગોળી વાટી આદાના રસમા આપવાથી દરેક જાતનો દમનો રોગ હાફ્ અમુજણ, ઉધરસ અને તેના તમામ ઉપદ્રવો આરામ થવા માંડે છે એ અનુભવસિદ્ધ ઉપાય છે દરદીને તેલ, મરચા અને ખટાસ ખાવા દેવી નહી

૫–કાસશ્વાસાતક ગોળીયો–બેહેડાની છાલ, જેઠીમધનો શીરો, ગરમાળાનો ગોળ, વાસકપુર, એલચી, પીપર, ચણોઠીના પાત્રા, અરડુસો, ચીનીકબાલા, આકડાના ફુલની અદરની કળીઓ, ધોળામરી, ટકણખાર, સીધવખાર એ દરેક ચીજ અકેક તોલો અને પ્રવાળભસ્મ બે તોલા, બગભસ્મ બે તોલા, સુવર્ણમાક્ષિક ભસ્મ બે તોલા અને અભ્રકભસ્મ ત્રણ તોલા લઇ બારીક ચુર્ણ કરી એક દીવસ અરડુસાના રસમા ઘુટી મગ પ્રમાણે ગોળીયો વાળવી દરરોજ ત્રણ ત્રણ કલાકે ત્રણ ત્રણ ગોળી વાટી મધ સાથે આપવાથી સઘળી જાતના શ્વાસ, કાસ, હાફ્ અમુજણ તથા તેનાથી ઉત્પન્ન થયલા તમામ ઉપદ્રવો આરામ થઇ જાય છે અને દરદીને રાત્રે ઉંઘ આવે છે એ અનુભવસિદ્ધ ઉપાય છે દરદીને તેલ,

મરચા, ખાડની મીઠાઇ અને વાયડાં શાકભાજી અને કઠોળ ખાવા આપવા નહીં અને જેમ બને તેમ જલ્દીથી પાચન થઇ જાય એવા હલકા અને થોડા પ્રમાણુમા ખાવાના પદાર્થો આપવા દરદીને જેમ બને તેમ સરદી લાગવા દેવી નહીં ઠડે પાણીએ નાહાવુ નહીં અને ગરમ કપડા પહેરાવવા જે જગ્યાની હવા સુકી અને ભીનાસ વગરની હોય ત્યા દરદીને હવાફેર કરવા લઈ જવો અને કુવાનુ પાણી પીવા આપવુ

## સ્રીઓને થતો ધુપાણી પ્રદરનો રોગ.

પ્રદરરોગથી પીડાતી અને મુગે મોહોડે સહન કરતી સુદરીઓનો ઘણો ભાગ આ દરદથી અસહ્ય વેદના ભોગવે છે આ વ્યાધિવાળી સ્રીઓ કયા તો શરમથી અગર બેદ-કારપણાથી તેનો કાંઇપણ ઉપાય નહીં કરતા દીનપરદીન પોતાનુ શરીર પાયમાલ કરી નાખે છે અને છેવટે ક્ષય જેવા જીવલેણ રોગનો ભોગ થઇ પડે છે આ રોગ લાગુ પડવાના મુખ્ય કારણોમાના કેટલાક નીચે પ્રમાણે હોય છે

અતિશય દાહ કરનારા ગરમ અને વધારે તેલ, મરચા વાળા તીખા તમતમતા તથા ખટાસવાળા પદાર્થોનુ હમેશા સેવન કરનારને, અતિશય ઉપવાસ કરી અનાજ ન ખાતા ચા પીવાની ટેવ રાખનારને અને ગરમીના રોગની અસર શરીરમા રહી જવાથી અથવા હદ ઉપરાત અનિયમિત રીતે વિષયનુ સેવન કરનારને, કાંઇપણ મહેનત ન કરતા ખાઇને સુઇ કે બેસી રહેનારને તેમજ જે સ્રીને વારેઘડીએ કસુવાવડ થતી હોય તેને અથવા બીજા કોઇ કારણથી જેનુ શરીર નબળુ પડી ગયુ હોય તેને પીશાબ માર્ગે સફેદ છાશ જેવુ ચીકાસવાળુ નબળાઇનું પાણી નીકળ્યા કરે છે તેને પ્રદર-ધુપણીનો રોગ કહે છે આ વ્યાધિવાળી સ્રીઓનુ શરીર દીનપરદીન ગળાતુ જાય છે, મોઢાપર સોજા જેવુ થોથર

રહે છે, કમરમા ફાટ થાય છે, પેટ અને પેઢુમા દુખાવો અને ફાટ થાય છે, હાથપગ તોડાય છે, કોઇ કોઇ વખતે તાવ પણ આવી જાય છે, પાચનશકિત મદ પડી જાય છે, અને ખોરાક ખાધા પછી અકળામણ થાય છે તથા ખાધેલો ખોરાક જાણે ઉચે ચઢીને છાતીએ આવતો હોય તેમ માલમ પડે છે આવી સ્થિતિ લાબો વખત ચાલે અને તેની કાળજી રાખી યોગ્ય ઉપાય કરવામા આવે નહીં તો ક્ષયરોગ લાગુ પડી જાય છે અથવા તેમાથી મગજ ખાલી પડી જવાથી, આકડી, ગાડાપણુ કે પક્ષાઘાત જેવો વ્યાધિ વળગી દરદી પથારી વશ થઇ પડે છે આ રોગમા જેને રાતા રગનુ પાણી પડે છે તેને રકતપ્રદર (લોહીવા) થયો એમ કહેવાય છે આવા રોગવાળી સ્ત્રીઓને ઘણેભાગે પ્રજા ઉત્પન્ન થતી નથી

## પ્રદર—નબળાઈનો રોગ શાથી નાબુદ થાય ?!

૧—પ્રદરરોગારિષ્ટ—આસોપાલવના ઝાડની છાલ શેર પાચ લાવી તેને અધખોખરી કરી વીસ શેર પાણીમા નાખી ઉકાળવી જ્યારે અડધુ પાણી બળી જાય ત્યારે ગાળી લઇ તે પાણી એક કાચની બરણીમા ભરી તેમા સાકર શેર ત્રણ નાખવી પછી તેમા નીચે લખેલા વસાણા ખાડીને નાખવા — કમળના ફુલની અદરના કેસર, આબાનો મોહોર, ગુલાબના ફુલ, અરડુસો આસન, સતાવરી, જાબુના ઠળીયા, જીરૂ, કાથો, સુઠ, સુખડનો વેહેર, નાગરમોથ, બલબીજ, દારૂહલદ, અને શાહજીરૂ એ દરેક ચીજ પાચ પાચ તોલા લઇ તેને ખાડી ચુર્ણ કરી ઉપલા પાણીમા નાખવુ ત્યારબાદ ધાવડીના ફુલ શેર એક લઇ ખાડી ચુર્ણ કરી અદર મેળવી દેવુ પછી બરણીનુ મેઢુ સખત ઢાકણુ ઢાકી બધ કરવુ કે અદર

હવા જાય નહીં એવી રીતે એક મહીના સુધી બરણીનુ મો બધ રાખવુ, પરંતુ આઠ આઠ દીવસે તેને હલાવતા રહેવુ એક મહીના પછી તે સઘળાને કપડાથી ગાળી લઇ કાચના બધ બુચવાળી બરણીમા ભરી રાખવુ તેમાથી દરરોજ ચાર ચાર કલાકે ચાર ચાર તોલા આપવાથી તમામ જાતના પ્રદરના રોગ નાબુદ થઇ જાય છે તેમજ લોહીના ઝાડા, મરડો તથા ગરમીના અને પિત્તવિકારથી ઉત્પન્ન થયલા તમામ દરદો દુર થઇ જાય છે એ અનુભવસિધ્ધ ઉપાય છે આ દવા ચાલે ત્યા સુધી દરદીને ફકત ઘી, ઘઉ, ચોખા દાળ, મીઠુ અને મગ એટલીજ ચીજો ખાવા આપવાથી રોગ જડમુળથી જતો રહે છે

૨–પ્રદર ખડન લોહ–સુવર્ણમાક્ષીકની ભસ્મ, કલઇની ભસ્મ, ચદીની ભસ્મ, પરવાળાની ભસ્મ, અભ્રક ભસ્મ એ દરેક ભસ્મો બબે તોલા તથા લોહભસ્મ આઠ તોલા લઈ ખલમા ઘુટી પછી તેમા લજામણીના પાત્રા દસ તોલા અને બીલીનો ગર, આબાની ગોટલી, જાબુના ઠળીયા, દારૂહલદ, અતિવિષની કળી, ઇદ્રજવ પાષાણભેદ, રસવતી, સુઠ, બહુફળી, જેઠીમધનો ચીરો, નાગરમોથ ધાવડીના ફુલ અને સાકર એ દરેક વસ્તુ ચાર ચાર તોલા લઇ બારીક વસ્રગાળ ચુર્ણ કરી ઉપલી ભસ્મોમા મેળવી દેવુ પછી કડાછાલ. આસોપાલવની છાલ અને વડની કુમળી વડવઇ એ દરેક ચીજ અકેક શેર લઇ તેને અધઓખરી કરી સાત શેર પાણીમા નાખી ઉકાળવુ જ્યારે અડધુ પાણી બળી જાય ત્યારે ગાળી લઇ તેને પાછુ ઉકાળી માવા જેવુ જાડુ થાય ત્યારે નીચે ઉતારી તેમા ઉપલુ મેળવેલુ ચુર્ણ નાખી હલાવી તેની ચણી બોર જેવડી ગોળી વાળવી દરરોજ ત્રણ ત્રણ કલાકે ત્રણ ત્રણ ગોળી ચોખાના પાણી અને મધ સાથે આપવાથી તમામ જાતના પ્રદર તેની તમામ પીડા સાથે પદર દીવસમા દુર થઇ જાય છે એ

અનુભવસિધ્ધ ઉપાય છે. પરેજી ઉપર પ્રમાણે પળાવવી તેલ, મરચા, ખાડ, ખટાસ અને ચા બીલકુલ આપવા નહીં.

૩–પ્રદર ખંડન કવાથ–દારૂહલદ, નાગરમોથ, રસાંજન, કરીયાતુ, બીલીનો ગર, અરડુસો અને ચીત્રાછાલ દરેક ચીજ અકેક તોલો લઇ અધખોખરી કરી તેના ત્રણ ભાગ કરી દરરોજ એક ભાગ શેર પાણીમા ઉકાળી પાશેર રહે ત્યારે બે ભાગ કરી દર ત્રણ ત્રણ કલાકે અકેક ભાગ આપવાથી પ્રદર રોગ અને તેની તમામ પીડા પલાયન થઇ જાય છે

## ક્ષય–રાજયક્ષ્મા રોગ શાથી લાગુ પડે ?!

વૈદકશાસ્ત્રમા આ રોગ પાચ પ્રકારનો વર્ણવેલો છે પરતુ બીજા પણ કેટલાક કારણોથી ઘણા પ્રકારનો ક્ષય થતો જોવામા આવે છે જેની અ દર શરીરમા રહેલી સાત ધાતુ ઓમાથી જે ધાતુની ક્ષીણુતા થઇ જાય તેને તે જાતનો ક્ષય લાગુ પડે છે પરતુ ઘણેભાગે જુવાનીયાઓને વીર્યક્ષય વધારે લાગુ પડતો માલમ પડે છે તેનુ ખરૂ કારણ બ્રહ્મચર્યનો અભાવ અને વીર્યની ક્ષિણતાનુ હોય છે આ રોગ સ્ત્રીઓ કરતા પુરૂષોને અને તે પણ વળી ખરી જુવાનીના વખતમા અઢારથી ત્રીસ વરસની વયમાજ લાગુ પડી જાય છે ગજા ઉપરાત અતિશય મહેનત કરનારને, તેલ મરચ', ખટાસ ખાડ અને મીઠાસવાળા પદાર્થોનુ નીરતર સેવન કરનારને, વખતસર ખોરાક ન ખાતા અતિશય ચા પીવાની ટેવવાળાનો જઠરાગ્નિ મદ થઇજઇ પેટના આતરડાનો ક્ષય લાગુ પડે છે, આવા ક્ષયવાળાથી ખોરાક વધારે ખાઇ શકાતો નથી,અને જો ખાય છે તો પાચન થતો નથી અને તેનુ પીત્ત થઇ જાય છે અને કોઇવાર ઉલટી થઇ પીત્ત પડે છે, મલાશય નબળુ પડી જવાથી દસ્ત સાફ આવતો નથી અને દરદી વારેઘડીએ જુલાબ લયા કરે છે તેથી આખુ શરીર દીનપરદીન વધારે

અશક્ત થતુ જાય છે. વધારે માદક પદાર્થો જેવા કે, તમાકુ, ગાજો, દારૂ વીગેરે કેફી ચીજોનુ વધારે વ્યસન રાખનારને તેમજ વિષયાશક્તપણાથી અતિશય સ્ત્રી સેવન કરનારને અને બ્રહ્મચર્ય નહીં પાળનારને, વિર્યનો ક્ષય થઈ જઇ અથવા શરીરમાથી હરકોઇ રસ્તે વીર્ય વહીજવાથી, ધાતુક્ષય થઇ જાય છે તેની સાથે હમેશા શરીરમા ઝીણો તાવ ભરેલો રહે છે દીનપરદીન શરીર ઘસાતુ જાય છે અને છેવટે છાતી અને ફેફસા બગડવાથી ઉધરસ ઉપડી આવે છે. અતિશય જોરમા ઉધરસ આવવાથી ફેફસામા રહેલી બારીક રક્તવાહિની નસો તુટી જાય છે અને તેમાથી કફ સાથે લોહી પડવા માડે છે તેથી પણ જો વધારે લાબો વખત રોગ ચાલુ રહે તો ફેફસામા ચાદા પડી જાય છે અને પરૂ જેવો પીળો અને ગધાતો બલગમ પડયા કરે છે આ ઘારા રૂઝાતા નથી અને દીનપરદીન દરદી શરીરે અશક્ત થઇ પથારીવશ થઇ જાય છે દરેક જાતના ક્ષયના બે વિભાગ હોય છે એક લાબી મુદત સુધી પહોચનારો અને બીજો બહુ જલદીથી વધી જનારો લાબી મુદત પહોચનારા ક્ષયમા જો શરૂઆતમા યોગ્ય ઉપાય કરવામા અને નિયમિત ખાનપાનાદિક રાખી સખત પરેજી રાખવામા આવે તો તે ઘણે ભાગે સારો થઇ જાય છે. અને ઘણી ઝડપથી વધી જનારા ક્ષયમા એકદમ દરેક ચિન્હ ઉપડી આવે છે અને તેની સાથે વારવાર લોહીની ઉલટી થયા કરે છે, અને દરદી એકદમ ક્ષીણ થઇ જઇ તેને શ્વાસ ઉપડી આવી મૃત્યુ પામે છે આથી પણ વધારે ખરાબ **ભસ્મક્ષય** નામનો ક્ષય થાય છે તેમા દરદી ગમે એટલો ખોરાક ખાય છતા ભુખ્યોને ભુખ્યોજ રહે છે અને તે અત્યત ગરમીથી થયલો હોવાથી દરેક ખોરાક બળી જાય છે અને શરીર દીનપરદીન ગળાતુ જાય છે આ ક્ષયને અસાધ્ય ગણેલો છે

# ક્ષય રોગવાળાને શું આપવું ? !

વધારે ઝાડા થાય એવી રેચક દવાઓ ક્ષયના દર્દીને કદીપણ આપવી નહીં કારણ કે એ રોગમા બળ અને મળનુ રક્ષણ કરવુ જોઇએ ક્ષયરોગમા સખત જુલાબ આપનાર દરદીનો જીવ લેનારોજ જાણવો.

આ રોગવાળાના હાડમા જીણો તાવ લાગુ પડે છે અને તે લાબો વખત ઘર કરીને રહે છે તેથી દરદીના ફેફસા વધારે બગડે છે અને દીનપરદીન વધારે અશકતી થાય છે આ તાવ કોઇ કોઇ વખત જોરમા ભરાય છે અને પાછો અ દર ઉતરી જાય છે માટે પ્રથમ હાડકમાથી તાવ નિકળી જાય એવા ઉપાય કરવાની ખાસ જરૂર છે જ્યાસુધી તાવ તદન જાય નહીં અને દરદીનો જઠરાગ્નિ ખુલે નહીં ત્યા સુધી તેને મગનુ પાણી, જવનુ પાણી અથવા દુધની કાજીપરજ રાખવો જોઇએ કારણ કે જઠરાગ્નિ મ દ હોવાથી ખોરાક પાચન થઇ શકતો નથી અને તેથી તાવનુ જોર વધી જાય છે અગર દરદીને અજીર્ણ ઉત્પન્ન થઇ ઝાડા થવા માડે છે ખોરાક પાચન થઇ તેનુ લોહી બનવાને બદલે કફ ઉત્પન્ન થઇ ઉધરસ વધારે આવવા માડે છે પ્ર ામ તાવ કમતી થાય એવા ઉપાયો અનુક્રમે નીચે પ્રમાણે કરવ —

૧—ક્ષયામૃત અવલેહ—અરડુસાના પાત્રાનો રસ પાચશેર કાઢી તેને ચુલાપર મુકી ઉકાળવુ જ્યારે માવા જેવુ જાડુ થાય ત્યારે નીચે ઉતારી તેમા સુવર્ણ ભસ્મ, મોતીની ભસ્મ, શુધ્ધ કરેલો હીંગળોક, જસતની ભસ્મ, વાસકપુર અને ચીનીકબાલા એ દરેક ચીજો અડધો અડધો તોલો લઇ બારીક ઘુટી ઉપલા અરડુસાના સત્વમા મેળવી દેવુ અને અ દર ચોખ્ખું મધ શેર એક મેળવી કાચની બરણીમા ભરી રાખવુ દરરોજ અડધો તોલો ચાર ચાર કલાકે પાણી સાથે

આપવાથી ક્ષયરોગનો તાવ તથા ઉધરસ ઓછા થઈ જઈ જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે અને દીનપરદીન શકિત આવી ક્ષયરોગ સારો થવા માડે છે એ અનુભવસિદ્ધ ઉપાય છે

૨–ક્ષયાતક ગોળી–મોતીની ભસ્મ, સુવર્ણ ભસ્મ, અભ્રક ભસ્મ, ચાદીની ભસ્મ, કાસનીની જડ, જાંબુના ઠળીયા, જેઠીમધનો શીરો, ચીનીકબાલા, સેકેલી એળચી, એ દરેક ચીજ અકેક તોલો અને અરડુસાના પાત્રા ત્રણ તોલા તથા ગલોસત્વ ત્રણ તોલા અને તુલસીના બીયા બે તોલા લઈ બારીક વાટી પાનના રસમા એક દીવસ ઘુટી વટાણા પ્રમાણે ગોળી વાળવી દરરોજ ત્રણ ત્રણ કલાકે ત્રણ ત્રણ ગોળી વાટી મધ સાથે આપવાથી ક્ષય અને તેના તમામ ઉપદ્રવો આરામ થવા માડે છે આ ઉપાય ચાલે ત્યાસુધી દરદીને દુધ અને કાજી શીવાય બીજુ કાઇજ આપવુ નહીં

૩–ક્ષય કેસરી ગુટીકા–આબાનો મોહોર, એલચી સેકેલી, વાસકપુર, જેઠીમધનો શીરો, કાસનીની જડ, ચીનીકબાલા, કોલમ, જવખાર, સીંધવ, ટકણખાર, હીંગોતરીના પાત્રા એ દરેક ચીજ અકેક તોલો અને અરડુસો ત્રણ તોલા લઈ બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી પાનના રસમા એક દીવસ ઘુટી વટાણા પ્રમાણે ગોળી વાળવી દરરોજ ત્રણ ત્રણ કલાકે ત્રણ ત્રણ ગોળી વાટી મધમા આપવાથી ક્ષયનો તાવ, ઉધરસ, હાફ, છાતીમાથી પડતુ લોહી અને દુખાવો વીગેરે દરદો દુર થઇ દરદી દીનપરદીન સારો થવા માડે છે

દરદીને ફકત ખોરાકમા દૂધની, સાબુચોખાની અને બદામની કાજીપર રાખવો. એ શીવાય બીજુ કાઇજ આપવુ નહીં તથા ચા બીલકુલ આપવી નહીં અને સખત બ્રહ્મચર્ય પળાવવુ

૪–અનુભવસિદ્ધ બૃહત સુવર્ણ વસત ગોળીયો–સુવર્ણ ભસ્મ, મોતીની ભસ્મ, રૌપ્યભસ્મ, શુદ્ધ કરેલો હીંગળોક

એ દરેક ચીજ અકેક તોલો અને પીપર ચાર તોલા, ખાપરીયુ ચાર તોલા, વાસકપુર ચાર તોલા, ચીનીકબાલા ચાર તોલા, એલચી સેકેલી એક તોલો અને ગળોસત્વ સાત તોલા તથા જેઠીમધનો શીરો આઠ તોલા લઇ સઘળાનુ બારીક ચુર્ણ કરી પાનના રસમા એક દીવસ ઘુંટી વટાણા પ્રમાણે ગોળી વાળવી દરરોજ ત્રણ ત્રણ કલાકે ત્રણ ત્રણ ગોળી મધ સાથે આપવાથી ક્ષયરોગ અને તેના તમામ ઉપદ્રવો આઠ દીવસમા આરામ થવા માંડે છે એ અનુભવ સિધ્ધ ઉપાય છે

આ દવા ચાલે એટલા દીવસ દરદીને દુધ શીવાય બીજો કાઇજ ખોરાક આપવો નહીં દૂધ માફક આવે નહીં તો બદામની અથવા જવની કાજી પાણીમા આપવી અને સખત બ્રહ્મચર્ય પળાવવુ

૫–જીવનામૃત–અભ્રક ભસ્મ, સુવર્ણ ભસ્મ, રૌપ્ય ભસ્મ, બંગ ભસ્મ મોતીની ભસ્મ, પ્રવાળ ભસ્મ, સુવર્ણમાક્ષિક ભસ્મ એ દરેક ભસ્મ અકેક તોલો અને લોહભસ્મ બે તોલા તથા સુંઠ, મરી અને પીપર અડધો અડધો તોલો જેઠીમધ, આસન, બલબીજ, ગોખરૂ, આબાનોમો'ર, ચીનીકબાલા, નાગકેસર, સતાવરી, ઇંગોત્રીના પાત્રા, વાસ કપુર એ દરેક ચીજ અકેક તોલો, હરડાદળ એક તોલો, બેહેડાદળ બે તોલા અને આમળા ત્રણ તોલા, ગળોસત્વ એક તોલો, ભારંગમુળ એક તોલો, અરડુસો એક તોલો, તુળશીના બીયા એક તોલો, ભોંયરીંગણી ત્રણ તોલા, ખેરસાલ ત્રણ તોલા, સુખડનો વેહેર એક તોલો, ઉપલસરી એક તોલો લઇ ઝાડી બારીક વસ્ત્રગાળ ચૂર્ણ કરવુ ત્યાર બાદ મોટા લીલા આમળા પાચશેર લાવી પાણીમા બાફવા, બફાયા પછી તેને છુંદીનાખી કપડામા નાખી તેનો રસ નીચોવી લેવો ત્યારબાદ સાકર શેર ચારની જાડી ચાસણી

ચાસણી કરી તેમા આમળાનો રસ મેળવી ઉકાળવુ સારી રીતે ઉકળીને ઉકળે અને જાડું થાય ત્યારે ઉપલા વસાણા અંદર મેળવી દેવા તથા ભસ્મો મેળવી દઇ હલાવવુ પછી તેમા મધ શેર એક મેળવી કાચની બરણીમા ભરી રાખવુ તેમાથી દરરોજ અડધો અડધો તોલો ચાર ચાર કલાકે દુધ સાથે આપવાથી હરકોઇ કારણથી ઉત્પન્ન થયલો ક્ષય તથા તેના તમામ ઉપદ્રવો આરામ થઈ જાય છે આ અનુભવ સિધ્ધ ઉપાયથી ક્ષયના સેંકડો દરદીઓ સારા થયલા છે આ ઔષધથી શરીરમા સાતે ધાતુઓનો વધારો થઇ બળ બુધ્ધિ તથા વિર્ય વધે છે અને ક્ષયના દરદીને અમૃત સમાન ગુણ કરે છે દરદીને જેમ જેમ પાચન શકિત વધે તેમ તેમ દુધ, કાંજી, ચોખા વિગેરે હલકો અને પૌષ્ટિક ખોરાક આપવો વાયડા શાકભાજી તથા કઠોળ તેલ મરચા, ચટણી, અથાણા તેમજ વધારે મીઠાસવાળી વસ્તુઓ આપવી નહીં તેમજ બીલકુલ ચા પીવા દેવી નહીં અને સખત બ્રહ્મચર્ય પળાવવુ

## નબળાઈ તથા વિર્યવિકારના દરદો કેમ દુર થાય?!

પુર્વના પ્રારબ્ધકર્મને અનુસારે જે પુરૂષ જન્મથીજ નપુષક જન્મે છે તેને વૈદકશાસ્ત્રમા ષંઢરોગી ગણેલા છે અને તેની સંખ્યા છ પ્રકારની વર્ણવેલી છે આવા ષંઢરોગવાળાને કદી કામ ઉત્પન્ન થતોજ નથી અને તેવા માણસો કદી સુધરતા પણ નથી તેઓના હાવભાવ, ચેષ્ટા અને બોલવા ચાલવાની રીત કેટલેક ભાગે સ્ત્રીઓને મળતી આવે છે, અને તેઓની આખી જીંદગી એવી રીતે પુરી થઇ જાય છે

પરંતુ જેઓ માનસિક અથવા શારીરીક વ્યાધિઓથી કમજોર પડી જઇને નબળાઇના રોગના ભોગ થઈ પડે છે

તેઓને માટે આ પ્રથમ ટુકમા લખવામા આવ્યુ છે કમજોરી, વિર્યની ક્ષીણુતા, નામરદાઇ અથવા ભોગવિલાસ ઉપર અભાવ ઉત્પન્ન થવો વિગેરે તમામ વ્યાધિઓનો સમાવેશ નબળાઇના વ્યાધિઓમાજ થઇ જાય છે. આવા વ્યાધિ ઉત્પન્ન થવાના કારણો પણ અનેક હોય છે, માનસિક ગમગીનીથી, ભયથી અથવા અતિશય ફીકર કે ચિતાથી પણ આવા કામ શાત થઇ જવાના ચિન્હો જણાય છે, તે શિવાય અતિશય બદફેલીમા પડીજવાથી કે વિર્યનો અતિશય વ્યય થઇ જવાથી કે ઉપદશાદિ ગરમીનો ચેપી રોગ લાગુ પડી જવાથી, પીશાબમા કે સ્વપ્નમા વાર વાર વિર્ય વહી જવાથી અથવા નાદાનપણામા હસ્તક્રિયાથી વિર્યને સ્ખલિત કરી નાખવાની ટેવ પડવાથી નસોની નબળાઇનો અને વિર્યશ્રાવ થઇજવાનો નામરદાઇનો બુરો રોગ લાગુ પડી જાય છે

## નબળા માણસ બળવાન શાથી બને ? !

માનસિક વ્યથાના કારણથી નબળાઈ આવી ગઇ હોય તેને રમતગમતમા અને હાસ્યવિનોદની વાતોમા મનને મેળવી દેવુ સુગધીદાર અને મનને પ્રિય થઇ પડે એવા પદાર્થો પાસે રાખવા, બાગબગીચામા ફરવા જવુ વિગેરે ઉપચારો કરવા અને અતિશય શોકાતુરને હર્ષ ઉત્પન્ન થાય એવા ઉપાયો કરવાથી માનસિક વ્યથાના કારણોથી ઉત્પન્ન થયલી વિક્રિયા વિદાય થઇ જાય છે

શારીરિક વ્યાધિના કોઇપણ કારણથી નબળાઇ આવી ગઇ હોય તો નીચેના ઉપાયો અનુક્રમે આપવા

૧—કામપ્રદીપક ગોળીયો—સુઠ, સતાવરી, ધોળીમુસળી, આસન, અકલગરો, કૌચા અને બલબીજ એ દરેક ચીજ અકેક તોલો લઇ ખાડી બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરવુ પછી તેમા લોહભસ્મ, બગભસ્મ અને સુવર્ણભસ્મ બબે તોલા

મેળવી દેવુ પછી તેમાં જાયફળ, જાવત્રી અને નરલવંગ અકેક તોલો, પીપર ત્રણ તોલા તથા શુધ્ધ કરેલી શ્વેત તામ્રભસ્મ અને કસ્તુરી અડધો અડધો તોલો લઇ બારીક ચુર્ણ કરી ઉપલા સાથે મેળવીલઇ તેને પાનના રસમા એક દીવસ ઘુટી મગ પ્રમાણે ગોળી વાળવી, દરરોજ ત્રણ ત્રણ ગોળી ત્રણ ત્રણ કલાકને અંતરે પાશેર ગરમ કરેલા દુધ સાથે આપવાથી નસોની નબળાઇ નાબુદ થઇ જઈ બળ, બુધ્ધિ તથા વિર્ય વધી નબળા માણસો બળવાન બની જાય છે. આ ગોળી ખાનારે ચા બીલકુલ પીવી નહીં અને બ્રહ્મચર્ય પાળવુ

૨-શકિત સજીવન પાક-પંજાબી સાલમ, ધોળી મુસળી, કાળી મુસળી, ગોખરૂ, એખરો, ઉટીંગણનાબી, કમરકસ, બલબીજ, સતાવરી, કૌચા એ દરેક ચીજ અકેક તોલો અને આસન આઠ તોલા લઇ તેને બારીક વસ્ત્રગાળ ચૂર્ણ કરવુ અને તજ, તમાલપત્ર, નાગકેસર અને એલચી એ દરેક ચીજ અકેક તોલો તથા જાયફળ, જાવત્રી, કેસર અને કસ્તુરી એ દરેક ચીજ અડધો અડધો તોલો તથા સુવર્ણ ભસ્મ, લોહ ભસ્મ, પરવાળાની ભસ્મ, અભ્રક ભસ્મ, બંગ ભસ્મ ચાંદીની ભસ્મ એ દરેક ભસ્મ અકેક તોલો અને શુધ્ધ તામ્રભસ્મ અડધો તોલો મેળવી દેવી પછી બદામનો મગજ અડધો શેર તથા પીસ્તાનો મગજ અડધો શેર લઇ તેને બારીક વાટવા અને અડદનો લોટ શેર અડધો ઘીમા સાતળી અંદર મેળવી દેવો પછી ચાર શેર સાકરની જાડી છત્તારી ચાસણી કરી તેની અંદર તમામ ચીજો નાખી મેળવી લઇ ઠારી દઇ કકડા પાડવા દરરોજ ત્રણ ત્રણ તોલાને વજને પાશેર દુધ સાથે આપવાથી હરકોઇ કારણથી થયલી નબળાઈ નાબુદ થઇ જાય છે. આ પાક ધાતુપુષ્ટીને માટે પહેલા

નબરનો અનુભવસિદ્ધ ઉપાય છે આ પાક ખાનારે ચા બીલકુલ પીવી નહીં અને સખત બ્રહ્મચર્ય પાળવુ

૩–વિર્યવર્ધક ચુર્ણ–ધોળી મુસળી, સતાવરી, આસન, કૌચા, બલબીજ, ગોખરૂ, એખરો, ઉટીંગણના બી, સુઠ, પીપળીમુળ, અકલગરો, પીપર લવગ, સેમળાનો ગુદર, બહુફળી તજ, તમાલપત્ર, નાગકેસર, એલચી એ હરેક ચીજ અકેક તોલો અને સાકર સાત તોલા લઇ બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી તેમા લોહ ભસ્મ તથા અભ્રક ભસ્મ બબે તોલા મેળવી દરરોજ ચાર ચાર કલાકે પાવલીભારને વજને પાશેર ગરમ કરેલા ગાયના દુધ સાથે આપવાથી હરકોઇ કારણથી શરીરમાથી વહી જતુ વિર્ય બધ થઈ પુષ્ટી આવે છે અને જઠરાગ્નિ પ્રદીપ્ત થઇ ખાધેલો ખોરાક પાચન થઇ લોહી વધી શકિત વધે છે પરેજીમા ચા અને ખટાસ ખાવી નહીં અને સખત બ્રહ્મચર્ય પાળવુ

# વનિતા વ્યાધિ વર્ણન.

## અનિયમિત આર્તવ, અતિઆર્તવ તથા નષ્ટાર્તવ કેમ નષ્ટ થાય ?!

ઘણીએક સ્ત્રીઓને દર મહીને મહીને રૂતુ પ્રાપ્ત નથતા મુદત અગાઉ અથવા પછી પેટ અને પેઢુમા અતિશય દુખાવો થઇ થોડો થોડો રૂતુસ્રાવ થયા કરે છે તેને અનિયમિત આર્તવનો રોગ કહે છે, તેમજ મહીનામા બે વખત કે તેથી પણ વધારે વખત દેખાયા કરે છે, અને જોઇએ તે કરતા વધારે પ્રમાણમા લાબો વખત દેખાયા કરે છે જેથી શરીરમા ઘણીજ નબળાઇ થઇ જાય છે તેને અતિઆર્તવનો રોગ કહે છે

કેટલી સ્ત્રીઓને યોગ્ય ઉમર થયા છતા રૂતુ પ્રાપ્ત થતુ નથી અને શરીરમા તેમજ પેટ અને પેઢુમાં દરદ થયા કરે છે તેને નષ્ટાર્તવ કહે છે

આવા નષ્ટાર્તવના રોગવાળી સ્ત્રીઓને યોગ્ય રસ્તે લોહી ન જતા બીજે કોઇપણ રસ્તે લોહી પડવાના ઘણા દાખલાઓ મળી આવે છે. તેમજ કોઇને મગજે અથવા આખે ગરમી આવી જાય છે આવી નષ્ટાર્તવવાળી સ્ત્રીઓને કેટલીકવાર પેટ અથવા પેઢુમા લોહીની ગાઠ બંધાઇ જાય છે અને તેમા દુખાવો થાય છે આવા નષ્ટાર્તવના રોગવાળી કેટલીક સ્ત્રીઓના શરીર ફુલી જાય છે, અને તેની સાથે ખેચતાણુ આકડી વીગેરે બીજા અનેક રોગ ઉત્પન્ન થાય છે, તેની સાથે તેવી સ્ત્રીઓ સતતિનુ સુખ જોવા ભાગ્યશાળી થતી નથી. આવી સેકડો સ્ત્રીઓ તેના યોગ્ય ઉપચારો ન કરતા શરમને લીધે રીબાયા કરે છે અથવા તો વહેમી લોકોના ભમાવવાથી ભુવાજતીઓને ઘેર ભટકયા કરે છે.

ઉપર લખેલા સ્ત્રીઓને લગતા તમામ ગુપ્ત દરદોના દુખો દુર કરવા માટે નીચે મુજબ ઉપાયોની યોજના કરવી જોઇએ

અનિયમિત આર્તવવાળી અબળાઓને ઘણેભાગે શરીરમા વાયુનો પ્રકોપ વધારે હોય છે અને તેને જેનાથી વાયુ ઉત્પન્ન થાય એવા અને ઠડા પદાર્થો ખાવાપીવાપર વધારે પ્રેમ હોય છે માટે તેવા પદાર્થો બંધ કરી મહીનાની મુદત થવા આવે એટલે નીચે મુજબ ઉપાયો ચાલુ કરવા

૧–ટકણખાર ફુલવેલો, નવસારખાર પકવેલો, કાળાતલ, અસાળીયો, સુઠ, અને બોરડીની લાખ એ દરેક ચીજ અકેક તોલો લઇ બારીક વસ્ત્રગાળ ચૂર્ણ કરી સાજ સવાર બેઆનીભારને વજને ગોળની આ સાથે આપવાથી દરમાસે

અટકાવ સાફ આવી તેને લગતા તમામ દરદો દૂર થઇ જાય છે એ અનુભવસિધ્ધ ઉપાય છે આ ઔષધ સગર્ભા સ્ત્રીને આપવુ નહીં

૨–રૂતુશુધ્ધિ કવાથ–આબાહલદ ત્રણ તોલા, કાળાતલ એક તોલો, અસાળીઓ એક તોલો, વાસના ગાઠા એક તોલો, સુવા એક તોલો અને સુઠ એક તોલો લઇ શેર પાણીમા ઉકાળી પાશેર રહે ત્યારે ગાળી તેના ચાર ભાગ કરવા રૂતુ પ્રાપ્ત થવાની મુદતના આઠ દીવસ અગાઉ દર ત્રણ ત્રણ કલાકે અકેક ભાગ આપવાથી અનિયમિત આવતો અટકાવ નિયમસર સાફ આવે છે એટલુજ નહીં પણ તેને લગતા તમામ દરદો દૂર થઇ જાય છે આ ઓષધો ગર્ભવાળી સ્ત્રીઓને આપવા નહીં

૩–અતિઆર્તવ–નીયમ કરતા વધારે હદ ઉપરાંત અને ઘણા દિવસ સુધી અટકાવ દેખાયા કરે તેને અતિઆર્તવ અથવા લોહીવા થયો એમ કહે છે

આવા દરદવાળી સ્ત્રીઓનુ શરીર નિસ્તેજ અને ધોળુ પડી જાય છે તેનામા શક્તિ બીલકુલ રહેતી નથી અને હાફ ચઢી આવે છે, કમરમા ફાટ અને દુખાવો થાય છે, હાથપગ અને શરીરમા ચુથારો થાય છે, ખોરાક બરાબર પાચન થઇ શકતો નથી અને પેટમા વાયુનુ જોર વધારે માલમ પડે છે

અતિઆર્તવવાળી સ્ત્રીઓના દુખ દરદો દુર કરવા માટે નીચે મુજબ ઉપાયો કરવા

૧–ગોપીચદન, બાવળનો ગુદર, સહદેવીના પાત્રા મોચરસ અને લજામણીના પાત્રા એ દરેક ચીજ અકેક તોલો અને સાકર સાત તોલા લઇ બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી દરરોજ બે આનીભારને વજને ચાર ચાર કલાકે દુધ સાથે

આપવાથી અતિઆર્તવ અને તેની તમામ પીડા પાચજ દીવસમા પલાયન થઈ જાય છે. અને નિયમિતરીતે આર્તવ આવે છે

૨–માયા, દાડમના બીયા, મોચરસ, કાથો, પીતપાપડો, મજીઠ, ભોયકોહોળુ અને બહુફળી એ દરેક ચીજો અકેક તોલો લઇ બારીક ચુર્ણ કરી તેમા ચાર તોલા સાકર મેળવી દરરોજ ચાર ચાર કલાકે બબે આનીભારને વજને દુધ સાથે આપવાથી અતિઆર્તવ અને તેની તમામ પીડા દુર થઇ જાય છે

૩–કરીયાતુ, નાગરમોથ, દારૂહળદર, સુખડનો વેહેર અને લીલા ગોખરૂ એ દરેક ચીજ અકેક તોલો લઇ ખાડી બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરવુ દરરોજ ચાર ચાર કલાકે બબે આનીભારને વજને મધમા મેળવીને આપવાથી અતિઆર્તવ અને તેના તમામ ઉપદ્રવો આરામ થઇ જાય છે એ અનુભવસિધ્ધ ઉપાય

આવા દરદવાળા દરદીઓને અતિશય ગરમ, તેલ, મરચા, મસાલો, ખાડ, ખટાસ અને ચા બીલકુલ આપવા નહીં

૧–નષ્ટાર્તવના દરદવાળી સ્રીઓને દરરોજ એક તપેલામા સહન થાય એવુ ગરમ પાણી ભરી તેમા એક તોલો એળીયો વાટી નાખી કમર સુધી પાણી આવે એવી રીતે બેસાડી રાખવી જ્યારે પાણી તદન ઠડુ થઇ જાય ત્યારે ઉઠી જવુ એવી રીતે દરરોજ દીવસમા બે વખત કરવાથી નષ્ટાર્તવનો રોગ નાબુદ થઇ જાય છે અને દરમાસે વગર દરદે અટકાવ સાફ આવવા માડે છે. આવા દરદવાળા દરદીઓને ખાંડ, ખટાસ તથા ઠડા અને સરદી કરનારા પદાર્થો ખાવા આપવા નહીં તથા વધારે સરદીવાળી જગામા બેસવુ કે રહેવુ નહીં

૨–કડવા સેકટાના છોડા, રાઇ, સુવા, અસાળીયો, મુળાના બી અને મેથી એ દરેક ચીજ અકેક તોલો લઇ બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી દર ત્રણ ત્રણ કલાકે બબે આનીભારને વજને ગોળની ચા સાથે આપવાથી નષ્ટાર્તવનુ દરદ નષ્ટ થઇ જઇ નિયમિત રીતે દરમાસે રૂતુશુદ્ધિ થાય છે.

૩–સુ ઠ, મરી. પીપળીમુળ, ભાર ગમુળ, અસાળીયો, મેથી, સુવા અને કાળાતલ એ દરેક ચીજો અકેક તોલો લઇ શેર પાણીમા ઉકાળી પાશેર રહે ત્યારે ગાળી તેના બે ભાગ કરી દર ત્રણ ત્રણ કલાકે પીવા આપવાથી અટકાવ સાફ આવવા માડે છે આ ઉપાયો ચાલતા હોય ત્યારે દરદીને ખટાસવાળા અને ઠ ડા પદાર્થો ખાવાપીવા આપવા નહીં તેમજ સરદીવાળી જગ્યામા સુવુ કે બેસવુ નહીં

આ દવાઓ ગર્ભવાળી સ્ત્રીઓને આપવી નહીં આવી રીતે ઉપાયો કરવાથી આર્તવ સ બ ધી તમામ દોષો દુર થઇ દરમાસે નિયમિત રીતે રૂતુ પ્રાપ્ત થાય છે, તેને શુદ્ધ આર્તવ કહે છે એ શુદ્ધ આર્તવનો શુદ્ધ વિર્ય સાથે સ બ ધ થવાથી ગર્ભ ઉત્પન્ન થાય છે, ગર્ભ ધારણ થયેલી સ્ત્રીઓને નીચે પ્રમાણે ચિન્હો થવા માડે છે

શરીર તેજસ્વી બને છે, મોઢામા ફીક અને મોળ આવે છે, અમુક જાતનો ખોરાક ખાવાપર પ્રિતિ ઉત્પન્ન થાય છે અને કેટલાકપર અભાવો ઉત્પન્ન થાય છે અને પાચન શકિત મ દ પડી જીવ કચવાયા કરે છે અને ઉલટી થવા જેવુ થાય છે, અને શરીરમા સુસ્તિ રહે છે

આટલા ચિન્હો તો ગર્ભવતી સ્ત્રીઓને દરેકને થાય છે અને એથી પણ વધારેમા કેટલીકને અત્ય ત ઉલટી ઉપડે છે અને કાઇપણ ટકતુ નથી, આવા સમયમા ઘણો ગરમ નહીં તેમજ ઘણો ઠ ડો નહીં એવો મધ્યમસરનો હલકો

ખોરાક આપવો જોઇએ તેમજ ગજા ઉપરાંત મહેનત કરવી નહીં અને કોઇપણ વસ્તુ ખાડણીયામા ખાડવી નહીં તેમજ વાકાવળીને વજનદાર વસ્તુ ઉચકવી નહીં તેમજ પુરૂષનો સહવાસ બીલકુલ રાખવો નહીં અને હમેશા મન ખુશમા રહે તેમ કરવુ અપવાસ કરવો નહીં ઘણુ ચાલવુ નહિ કજીયો કકામ કરવો નહીં અને હમેશા આનદમા રહેવુ

આવી રીતે સાચવવામા આવે નહીં તો અનેક પ્રકારની પીડાઓ ઉત્પન્ન થાય છે અને ગર્ભ ઉપર પણ ખરાબ અસર થાય છે

ઉપર લખ્યા પ્રમાણે કાળજી નહીં રાખતા બેદરકાપણે વર્તનારનો ગર્ભ ખોડખાપણવાળો અથવા તો નિર્જીવ થઇ જઇ છોડ થઇ જાય છે, અથવા તો ગર્ભ ગળી જઇ ગર્ભશ્રાવ થઇ જાય છે તેને અધુરે ગયુ એમ કહે છે, અને એથી પણ વધારે માસનો ગર્ભ પડી જાય તો ગર્ભપાત થયો એમ કહે છે જેને ગર્ભશ્રાવ થવાનો હોય તે સ્રીને નીચે પ્રમાણે નઠારા ચિન્હો થવા માડે છે

શરીરમા દાહ ઉપન્ન થાય છે, પેટમા, પાસળામા અને પેઢુમા દુખાવો થવા માડે છે, પીશાબ અને ઝાડો બધ થઇ જાય છે અગર હદ ઉપરાત અતિશય થવા માડે છે અને છેવટે ગર્ભશ્રાવ થઇ અધુરે માસે ગર્ભ પડી જાય છે

ગર્ભશ્રાવ થવા જેવા ચિન્હો માલમ પડે કે તરત નીચે પ્રમાણે ઉપાયોની યોજના કરવી

૧–જેઠીમધના મુળીયા, વરધારો, સતાવરી, દેવદાર, મજીઠ, કમળના કેસર એક દરેક ચીજ સરખે વજને લઇ તેના બરાબર વજને સાકર મેળવી ખાડી બારીક વસ્ત્ર ગાળ ચુર્ણ કરી દરરોજ બબે આનીભારને વજને દર ચાર ચાર કલાકે દુધ સાથે આપવાથી અધુરે જતું અટકી જાય છે, આ

ઉપાય લાંબો વખત સુધી ચાલુ રાખવાથી ગર્ભ સુકાઇ જવાથી છોડ થઈ જાય છે તે પણ પલળે છે

૨–સુકાસીંગોડા, કમળના કેસર, વરીયાળી, વરધારો, જેઠીમધના મુળીયા, લજામણીના પાત્રા અને સાકર એ દરેક ચીજ ચાર ચાર તોલા લઇ ખાડી બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી બબે આનીભારને વજને ચાર ચાર કલાકને અંતરે દુધ સાથે આપવાથી અધુરે માસે ગર્ભ ગળાઇ જતો બધ થાય છે અને અધુરે જતુ ,અટકી જાય છે

૩–ગર્ભસજીવન પાક–ભોયકોહોળુ વીસ તોલા, વરધારો દસ તોલા, લજામણીના પાત્રા પાચ તોલા અને સતાવરી, પીપળીમુળ અને કમળના કેસર એ દરેક પાચ પાચ તોલા લઇ ખાડી બારીક વસ્ત્રગાળ ચૂર્ણ કરી બશેર સાકરની ચાસણી કરી પાક કરવો આ પાક દરરોજ ચાર ચાર કલાકે અકેક તોલો દુધ સાથે આપવાથી અધુરે જતુ અટકી જાય છે, આ અનુભવસિધ્ધ ઉપાય છે

૪–લજામણીના પાત્રા, કમળના કેસર, સતાવરી, વરધારો, જેઠીમધ અને સાકર એ દરેક ચીજ સરખે વજને લઈ બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી દરરોજ ચાર ચાર કલાકે બબે આનીભારને વજને દુધ સાથે આપવાથી અધુરે જતુ અટકી જાય છે

૫–આસન, કમળના કેસર. વરધારો, લીલા ગોખરૂ, સતાવરી, બહુફળી અને લજામણીના પાત્રા એ દરેક ચીજ ચાર ચાર તોલા અને સાકર સાત તોલા લઇ ખાડી બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરી દર ચાર ચાર કલાકે બબે આનીભારને વજને દુધ સાથે આપવાથી અધુરે જતું અટકી જાય છે તથા તેના તમામ ઉપદ્રવો આરામ થઇ જાય છે

જ્યાસુધી આ દવા ચાલે ત્યાસુધી દરદીને અતિશય ગરમ, તેલ, મરચા વીગેરે દાહ કરનારા પદાર્થો તથા થા વીગેરે ચીજો ખાવાપીવા આપવી નહીં.

## સુતિકારોગ–સુવારોગ શાથી લાગુ પડે ?

સ્ત્રીઓને પ્રસવ થયા પછી યોગ્ય રીતે તેના ઉપચારો અને માવજત થાય નહીં અગર તે કરવામા કાંઇ ખામી આવે તો સુતિકારોગ–સુવારોગ લાગુ પડે છે, પ્રસવ થયા પહેલા જેટલી સભાળ રાખવાની જરૂર છે તેના કરતા પ્રસવ થયા પછી વિશેષ કાળજી રાખવાની જરૂર છે સુવાવડી સ્ત્રીના શરીરમા વાયુનો વધારો ન થાય એવા ઉષ્ણ ઉપાયો જારી રાખવા જોઇએ અને જેમ બને તેમ વાયુ અને સરદીથી તેનુ રક્ષણ કરવુ જોઇએ એ પ્રમાણે જો કરવામા ન આવે તો સુવાવડ કથળી જાય છે અને સુવારોગ લાગુ પડે છે સુવારોગમા અનેક અપચિન્હો થાય છે પણ તેમા વિશેષ કરીને તાવ, ઝાડા અને ઉધરસ એ મુખ્ય ચિન્હો છે જઠરાગ્નિ મદ પડીજઇ ખોરાક પાચન થતો નથી અને પેટમા ઘુઘવાટા થઇ ઝાડા છુટી જાય છે દીનપરદીન શકિત ઓછી થતી જાય છે અને શરીર ગળાઇ જાય છે, અને તેની સાથે હાફ અને ખાસી પણ ઉપડી આવે છે, આવી પીલામણ લાબો વખત સુધી પહોચે છે, કેટલીક સ્ત્રીઓને પ્રસવ થતાની સાથેજ ટાઢ ભરાઈ આવીને તાવ ભરાય છે અને હાથેપગે ખેચ થઇ આવી આકડી આવવા માડે છે અને તેની સાથે લવારો બકારો અને ગાડપણના ચિન્હ માલમ પડે છે તે એટલે સુધી કે ચિત્તભ્રમિત થઇ જાય છે તેને ઉંઘ બીલકુલ આવતી નથી અને પોતાના બાળક કે સગાવહાલાં ઉપર બીલકુલ પ્રિતિ રહેતી નથી અતિશય

તોફાન કરે છે બુમબરાડા પાડે છે અને છેવટે થાકી જવાથી બેભાન થઇ પડી રહે છે અને છેવટે મરણ પામે છે

આવા ચિન્હો જેને થાય તેને સુતિકાસન્નિપાત થયો એમ કહેવાય છે અને એમાથી ભાગ્યેજ કોઇ સારૂ થાય છે.

# સુવારોગનો ઉપાય શું?!

૧–સુતિકાજ્વરહર કવાથ–દેવદાર, ઉપલેટ. સુઠ, પીપર, કાયફળ, નાગરમોથ, કરીયાતુ, કડુ, ધાણા, ગોખરૂ, ધમાસો, ભોયરીંગણી ગજપીપર, અતિવિષ અને ગળો એ દરેક ચીજ અકેક તોલો લઇ અધખોખરી કરી શેર પાણીમા ઉકાળી પાશેર રહે ત્યારે ગાળી તેના બે ભાગ કરી દર ત્રણ ત્રણ કલાકે અકેક ભાગ આપવાથી સુવાવડનો તાવ ખાંસી, માથાનો દુખાવો તથા કમરમા થતો દુખાવો દુર થઇ જાય છે

૨–રાસ્નના ચાર તોલા, એરંડમુળ, ગળો, ઘોડાવજ નાગરમોથ, પાહાડમુળ, દેવદાર, અતિવિષ વાવડીંગ, પીપર અને સાટોડીનુ મુળ એ દરેક ચીજ અકેક તોલો લઇ અધખોખરી કરી તેના છ ભાગ કરવા દરરોજ અકેક ભાગ શેર પાણીમા ઉકાળી પાશેર પાણી રહે ત્યારે ગાળી લઇ દર બબે કલાકે આપવાથી સુવારોગનો તાવ. શુળ તથા બીજા તમામ ઉપદ્રવો આરામ થઇ જાય છે

૩–સુતિકા સજીવન પાક–સુઠ અડધો શેર ખાંડી બારીક વસ્ત્રગાળ ચૂર્ણ કરી તેને એક શેર ઘીમા સાતળવી પછી નીચે ઉતારી તેમા સતાવરી, તજ, એલચી, મરી, પીપર, તમાલપત્ર, વરીયાળી, સુવા, ચવક, ચીતરો અને નાગરમોથ એ દરેક ચીજ ત્રણ ત્રણ તોલા લઇ ખાંડી બારીક વસ્ત્રગાળ કરી ઉપલામા મેળવી દેવુ પછી તેમા લોહભસ્મ, બંગભસ્મ, અભ્રકભસ્મ અને ચાંદીની ભસ્મ ત્રણ ત્રણ તોલા નાખી

સાકર: શેર એકની જાડી ચાસણી કરી મેળવી દેવી પછી એકમેક કરી થાળીમા ઠારી તેના ત્રણ ત્રણ તોલાના કકડા પાડવા દરરોજ અકેક કકડો સહવાર સાંજ આપવાથી સુતિકા રોગ અને તેના તમામ ઉપદ્રવો આરામ થઇ જાય છે

આ પાક સુવાવડી સ્ત્રીઓને અમૃત સમાન ગુણ આપે છે આ પાક ખાનારે ખોરાકમા ફકત દુધ અને ભાત શીવાય બીજુ કાઇજ ખાવુ નહીં



# ઔષધ સાથે અનુપાન શું આપવું ? !

દોહરા

અધીક ગુણ અનુપાનથી, ઔષધનો થઇ જાય,
જરૂર ફાયદો તે કરે, લખ્યા પ્રમાણે ખાય -૧

કરીયાતુ પીતપાપડો, તાવ તણું અનુપાન,
સંગ્રહણીના રોગમા, છાશ ઘણી ગુણવાન -૨

કડાછાલ અતિસારમા, ગળો ઘણી બળવાન,
કપીલો ને કાચકો, કરમ તણું અનુપાન -૩

કમળો, પાડુ બરોળનો, લોહ કાટ છે ખાસ,
કુવાર સાથે આમળા, પીધાથી પીત્ત નાશ.-૪

શ્વાસ કાસ ને કફ મહીં, વાસા ભારગમુળ,
ગુગળ લસણ ને હીંગથી જાય વાયુ ને શુળ -૫

પ્રમેહ માટે બહુફળી, પ્રદરમા મધ ખાસ,
ચિત્તભ્રમ વાયુ ફેફરૂ, બ્રાહ્મી વજથી નાશ -૬

સોનુ ક્ષયમા શ્રેષ્ટ છે, ગળોસત્વની સાથ,
પીશાબ પથરી રોગમા, શીલાજીત લો હાથ -૭

મોની મસ્તક રોગમાં. નેત્રરોગ પણ જાય
લોહી સુધારે મજીઠ જો સાકર સાથે ખાય -૮

આઠ પ્રકારે ઉદરના, રોગ બહુ બળવાન,
જુલાબ સાથે ગાયનુ મુત્ર ઘણું ગુણવાન.-૯

ઉષ્ણ ઉપાયે વાયુને, શીતળથી પીત્ત જાય,
ક્ષાર યોગથી કફ અને, ત્રીદોષથી શુ થાય -૧૦

મોરશીખાની ભસ્મથી, ઉલટી હીકવા નાશ,
અનુપાન અનુભવ કરી, લખ્યા આટલા ખાસ -૧૧

